પુસ્તક ૧૨ મું.

# "સંજાણની સરજત."

કર્તાના પુસ્તકો

મિનાર્ઝી મસ્તદ
મધુગીકા
કયાની કિતન
સગન સગીત
રેહમતે રોશની
દાદારનુ દાસ્તાન
સાત્વિક ભક્તિ.
નસીબના નાઝ વાર્તા
હિંદના દાદા
સાજદયની સોનાગત
મોહન મહાલ વાર્તા

"હરમીસ."

# "સંજાણની સરજત."

રચનાર—"હરમીસ."

"મિનોઇ મજાહ"—મધુરિકા—"ક્રિયાની કિર્તન," "સગન સંગીત,"

"રેહબરે રોશની," "દાદારનું દાસ્તાન," "ભાવિક ભક્તિ,"

"નસીબનો નાઝ યાને તકદીરનો તલેસમ" "હીંદના દાદા,"

"માજદયસ્ની મોનાજાત તથા મોહન મહાલ"ના કર્તા.

"ડૉન" ફોટોગ્રાફીક સ્ટુડયોના આર્ટીસ્ટ.

ગોવાલ્યા તલાવ, મુંબઈ.



આ પુસ્તક "નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ" મુંબઈ, નં. ૭૫, બજારગેટ સ્ટ્રીટમાં મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ છાપ્યું છે, અને મી૦ હોરમસજી સોરાબજી મીસ્ત્રીએ દીસોઝ બીલડીંગ, ગોવાલ્યા તલાવ, મુંબઈ મધે પોતાને માટે પ્રગટ કીધું છે.

# અર્પણ પત્રિકા.

બાળ વયથી શિક્ષણપર તિક્ષણ ઝેન ધરાવનાર
યુવાન વયે, પ્રમાણીકપતથી **સત** જાળવનાર
યોગની હરોલમાં મંગનો રંગ અને **હોંશ** રાખનાર
ધર્મના નામ ઉપર જીગરના તેજને **જેબ** આપનાર
પારકા સકટને, ખંત અને ખેરખ્વાહીથી **તેરવનાર અને તાલનાર**
પારકાનું ભલુ, અને દુખને નિવારણ કરનાર
ભલા, ભોલા, **ધાર્મીક**, માર્મીક અને દયાળુ

## અષો નર.

**મરહુમ શેઠ નવરોજી ફરામજી તંબોલીને**

**આ "સંજાણની સરજત."**

અતિ માન, હેત પ્રિત અને હિત સાથે
અર્પણ કરૂં છું, તે **અર્પણ પત્રિકા**
તે આષો **નુર**, મિનોઇમાં કબુલ રાખશે.

**કર્તા 'હરમીસ.'**

# નવસારી નગરીના
# મરહુમ શેઠ નવરોજજી ફરાંમજી તંબોલીની
# જીંદગીનો ટુંક ખ્યાલ.

નવસારીના મલેસર ખાતાના પારસી જરથોસ્તીઓમાં, કેટલાક અતિ નામિચા ખાનદાનીઓએ પારસી કોમની કિર્તિને જેપ અને ઉજવલ, કરનારા સંપૂતો પુરા પાડયા છે; તે માહેલાં, એક માનવંત તંબોલી ખાન્દાનના, સ્વર્ગસ્થ નબીરા, શેઠ નવરોજજી ફરાંમજી તંબોલી, હતાં, કે જેમના પવિત્ર આત્માને આ પુસ્તક અતિ માન સહીત અર્પણ કરવામાં આવ્યું છે. તેઓ શેઠ મલેસર તંબોલી મહોલ્લામાં યઝદેઝરદી શને ૧૨૩૦ ના અનેરાન રોઝે અને આદર માસમાં (તા. ૨૦ જુન ૧૮૬૧ ગુરૂવારે જન્મ્યા હતા. શરૂઆતથી દેશી માસ્તરોથી કેળવણી લઇ, માધ્યમિક કેળવણી નવસારીની સર કા. જે. મદ્રેસામાં લઇ, પોતાની પ્રવિણતા અને પ્રમાણિકતાની સારી છાપ શિક્ષક વર્ગ અને સાથીદાર શિષ્ય વર્ગ પર પાડી હતી. બચપણથીજ ગણીત શાસ્ત્ર તરફ અપૂર્વ પ્રેમ હોવાથી, એક કુત્તહમંદ વેપારી તરિકે મરહુમે પોતાનું જીવન, ઘડારૂપ બનાવ્યું હતું. ચીન દેશની વેપાર અર્થે મુલાકાત લઇ, લગભગ બે વર્ષો ત્યાં ગાળયા હતા. તાતા કુંપનીના નવસારી ખાતેના રૂ તથા જીનિંગ ફેકટરીના એક એજંઠ તરીકે મરહુમ સાહસિક શેઠ જમશેદજી તાતાની ખાસ પસંદગી પામી, તે એજન્સી, અપાવી તેમના વારસો માટે મુકી ગયા છે. કે જે એક પ્રમાણિક વેપારીની અચુક પ્રમાણીકતાનું જીવતું દ્રસ્ય છે. જેવી રીતે બાહોશીભરી કુનેહથી દ્રવ્ય સંપાદન કરી શકવાને સમર્થ હતા, તેવીજ રીતે તે સકમાઇના પૈસાનો, પરોપકારના કાર્યોમાં ઉપયોગ કરવામાં પણ અતિ ઉદાર હતા. ૧૯૫૬ નો ભયંકર દુષ્કાળ પ્રજાજનોમાં અતિ ઘોર આફત વરસાવી રહ્યો હતો, તે વેળા મરહુમ શેઠે પોતાની સકમાઇના નાણાંનો, તેમજ પોતાના બ્હોળા લાગવગથી અનેક તેવી પરોપકારી મદદ મેળવી તેનો ગરીબ-પ્રજાજનોમાં બ્હોળે હાથે ઉપયોગ કર્યો હતો, અને સ્વાભાવિક રીતે તેથી અનેક કિમતી મનુષ્ય પ્રાણીઓને મોતના ડાચામાંથી ઉગારવાને ભાગ્યશાળી થયા હતા જે ખરેજ એમની ધર્મભકિતની શકિતની પિછાણ થઇ. પારસીઓ માટે સસ્તા અનાજની દુકાન પણ કઢાવી હતી. અને પારસી સંકટ નિવારણ ફંડ સ્થાપી, તેનો સઘળો લાભ પ્લેગના પારસી બીમારોને આપતો કર્યો હતો પ્લેગના વખતે પારસી ફીવર હોસ્પીટલ

અને સૅગ્રીગેશન કેમ્પસ બે વખત નંખાવી હતી. કે જે ફંડ અદ્યાપી પણ તેમના દાનાવ વારસ શેઠ શેરાબજીની દેખરેખ હેઠળ નીભે છે. કિર્તિમાન જીંદગીનું જેટલું વર્ણન કરીએ તેટલું ઓછું છે. છતાં અમો એટલું તો કેહેવાને હિમ્મત કરીશું કે, મરહુમ શેઠ નવરોજીએ જે કાંઈ પરોપકાર્યે કરી બતાવ્યું છે, તે તેમના પવિત્ર આત્માને શાન્તી પમાડવા માટે પુરતું હતું. એક માણસને જે કાંઇ જોઇએ છે, તે એજ કે, પોતાના આત્માને આત્મિક ઉમંગનો સંતોષ મળે, એવા પર કલ્યાણના કામો તેના હાથથી થવા પામે! મરહુમ આજ ઘણા વર્ષથી યાને રોજ ૩૦ મો અનેરામ, માહ ૩ જો ખોરદાદ અપસાસપંદ સને ૧૨૭૯ ય. જ ના રોજથી આપણી સાથનો સંબંધ છોડી જો કે મિનોઇમાં ચાલ્યા ગયા છે, તો એ તેમની ભલી યાદ-આપનારાં અનેક સુકાર્યો હજી હયાત હોવાથી તેઓ આપણા વચ્ચે હમેશ હાજરજ છે. છેવટે તેમના જેવા જનસમાજને ઉપયોગી થવાય, એવી દુવા ગુજારી આપણે અત્રેજ વીરમીશું! ધર્મના ભણતરના ભેદોને વહેવાર કાર્યથી દિપાયમાન કરવાનો આત્મિક ઉંચો ધરમ, અને ભકિત એમનામા ભાવિક રીતે સમાઇ હતી, જેનો વહેવાર લાભ આપવા, પોતાના જીવનમા કેવા તતપર હતા, એજ એમના રૂહને સદાની શાન્તિમા, તે પાક અહુરા મઝદા હમેશ સાચવશે-એજ ચાહતું આમીન!

### ભુજંગી છંદ.

સદા જે નમીને ભરે છે બધાંને<br>
સદા તે સુખી છે ખરે એજ ભાને<br>
કલામો ખરે દીનના છેજ એવાં<br>
તમો રંકની પાસ જાશોજ દેવાં<br>
ખરી દીનની જે તવાન્તે નિભાવો<br>
તમે આરજૂમંદને રૈ રિઝાવો<br>
ખરે પાક અહુરા ખુશી તેમ થાશે<br>
વળી સૌ જગે તું જ કીર્તિજ ગાશે.

કીર્તિ જો મેળવી છે તો, કિરતારની કરામત ઉપર ધ્યાર કીધી છે. માન જો મેળવ્યું છે, તો માજદીયસ્ની મહજબ ઉપર મનન કર્યું છે, માટે ગાઇશું કે એવાં અષો નરનારીઓ બહેસ્તની બુલંદી પામે! આમીન.

પાક અહુરા.

# પ્રથમ પ્રકાશ

## આતશ મ્હારો હોંશ–મ્હારો જોશ–મ્હારો દોસ્ત!

પાક મઝદાની બુલંદ પેદાયશોમા, આતશ સર્વેથી મહાન પેદાયશ છે, એમા કશો પણ શક નથી. પાક માજદીયસ્ની ધરમમા અહુરા મઝદાને જોવાની, તથા પિછાણવાની ઉત્તમ ખ્યાલત આપી છે, તે આ મહાન અને બુલંદ આતશ માહેથી મળશે. જયારે આ પુસ્તક પ્રચાર કરવાનો ઉંમગ મને ધાઈ આવ્યો છે, ત્યારે તેની રચના માટે, સંજાણમાં જે બુલંદ નિશાણ માટે આપણા બાપદાદાઓએ યાદી જાળવી હતી, જે આ આતશમાતરની હતી, તે માટે છે તવારિખલખનારાઓ સાથે, આ કલમને તકરાર નથી, કારણકે તે માટે અભિયાસ નથી, પણ ત્યાં યાને સંજાણમા આતશ પરથાવવામાં આવ્યો હતો, તેટલાજ માટે ત્યાની ખુબી ગાવા, અને હાલના દીનદાર પારસી જરથોસતીઓના ધર્મ ઝેનથી ઝઝરતા જીગર માટે તે યાદી જાળવવા કીજેજ, આ ચોપડીમાં આરંભ કરવા માંડયો, જે પાક પરવરે પાર પાડયો છે, અને પારસી, ધરમ ઝેન માટે તજપટી મહારી પારસી કોમ સનમુખ માન સાથ ધર્યો છે.

સંજાણમા બનેલી બિનાનો, જે ઝલકતો ભાગ તે વખતની પારસી ટાળીએ બજવ્યો હતો, તેનો ટુંક ચિતાર મોનાજાતમાં મઢયો છે તથા, સંગીતમાં સજ કર્યો છે. જે માટે તેનુ નોટેશન પણ આપવામાં આવ્યું છે. તે વખતના પારસી જરથોસ્તીઓએ પોતાનું શુરાતણ દેખાડી આપ્યું હતું, તેની કીર્તિ કેવી રીતે જણાઇ હતી, જે માટે આજે આપણા હાલના સઘળા જરથોસ્તીઓ મગરૂરી લઇ શકયે, તેનુ વર્ણન હયાં સમાવ્યું છે. મોટી મગરૂબી તો એ લેવાઈ શકાય, કે આતશને બચાવવા, પોતાનો જાનમાલ બિશાદમા ન ધર્યો, બચ્ચા બાલાનો ખ્યાલ આતશ જાળવવા કીજે કમતર ગણ્યો. તે ઝળકાત નુરને માટે હજારો હાદેસા અને દલદેસરી ખમી સરપર કષ્ટો બેઠ્યા. આજે પણ તેજ બુલંદ આતશ માટેની જરથોસ્તી જાનફેશાની ચાલુજ છે અને રહેશે તોપણ લખાવાને હોંશ થાય છે, કે જે હાડમારી અને કોમમા ગરીબાઇ બરપાં થઈ છે, તેનુ મુળ ઉખેદવા ખુદ આતશ તરફ વધારે ભકિતભાવ જોઇએ, આતશ માટે પરસતીશ, તેની જાલવણીની વધુ ખંત અને રંજ જોઈએ. બામદાદને વખતે તે પવિત્ર આતશને રોશન કરી, ધુંપદાનપર વધુ જોશ હોંશથી લાવજો. વળી જયારે કેટલાકો જરના જોશથી, અમે એટલા પૈસાનું સુખડ બાળી ઝેનમા વધારો દેખાડે છે, ત્યારે તેજ ઝેન વાળાઓ, માહેલાં કેટલાકો

પોતાનું કામ આથીજ પુરૂ થયલુ સમજે છે, પણ મનુષ્ય અવતારમાં જીવ, તે પણ એક બુલંદ અને જોશાવંત આતષ છે, તો તેવો આતષ ધરાવવા ગરીબ જરથોસ્તી કેવી મહોતાજીમાં, કેવી દલડસરીમા પોતાના જોશ, યાને આત્મિક આતષને કેવી બેદના છતાં પણ પાલે છે. હમદીન ભાઇઓ, બહેનો, તમો તમારા ગરીબ ભાઈબંધોની પડખે આવો, અજ્ઞાન ભાઇબંધોને જ્ઞાન આપવા મદદે ધાવો, મદદે ધાવો તે એમ દેખાડીને કે તે ગરીબોને તમો ખરેજ પુન્દાન કરવા જાવો છો, ના તેમની પડખે, એવી રીતે જાવો કે તેઓ તમારા ખરા, ભાઇબંધો છે, અને તેઓની દલદેસરી ટાળીને, તેઓના જીગરમાં, તેઓની તંગીદુર કરી, હોશવંત રસનો વધારો કરો, કે જેથી તેઓના વ્હાલા જીગરનો આતષ પજરતો રહે, તેથી તમારા આતષ બહેરામ સાહેબનો બુલંદ આતષપણ ખુબીમાં ખુશાલ રહે.

તમે માંચી ચઢાવો, ગમે એટલી ચઢાવો, તમે ભણતર કરો યા કરાવો, ગમે એટલું કરાવો, પણ યાદ રાખજો પ્રિય દીનદારો કે તમારા ગરીબ જરથોસ્તી પારસી ભાઇબંધોનીપડખે જવાનું દુર રાખો, તો તમારી સઘળી ભકિત તેની પુરી શકિત મેલવવા અશકત રહેશે. આતષની મહાનતામાં વધારો કરવાનો મુળ હેતુ તે છે કે, તમારા દિનદાર ગરીબોની હાજતો ટાળવામાં પ્રથમ કામે લાગશો. ગમે એટલુ ભણતર રદ છે, કયારે કે જ્યારે એક અવલો બોલ પણ કોઇની પીઠ ઉપર બોલ્યા હોવ! હા, ખેડતો થતો હશે પણ ક્રોધ લાવવો નહિ. ક્રોધ ક્રોધથી મટાડી શકાશે નહિ. ક્રોધ પ્યારથી હઠાવી શકાય એમ છે. ગમે એવું તેજ હોય ગમે એવી ચાલાકી હોય, પણ સંજોગ કોઈના સારા ન હોય તેથી વધુ ચાલાકી કદાપી ન વખણાય પણ જો તક મળે તો સારા માણસથી તેવા જીવોને હોશ આપ! અને નહી કે તુંજ સર્વોતમ છે, એમ બોહોશ ના કર બુલંદ આતષ ઉપર સુખડ અને ખુશબો બાળવી એનો લક્ષણરૂપ નિશાણ એજ કહેવાય, કે ગરીબ ભાઇબંધોને સુખ સગવડ આપી, તેમના જીગરને રાહનો જોશ આપવાની ત્હારી કોશીશ, ભારે માંચી ચઢાવવા જેવીજ અમર કરતાં અટકશે નહી, તે તું કર કયામત સુખ ત્હારૂ છે, આતષ ત્હારો પાસબાન થશે અને મિનોઇમા, ત્હારી મદાર થશે. તું આતષને ફકત સઘળુ કરે, એને તેથી તું એમ માને, કે બીજી હઝારો ફરજ કરતા ભુલ્યો, તેથી તેમ કરવામા તને મારી છે, અને આયંદે સુખ છે, એમ સમજી અત્યાર સુધી ફોકટમાં મનમા મલકાયો હોય તો, તે મળકાટ, તારા ચાલા છે, તેની અસરમા ત્હારા વિચારો નકામા અને કાળા છે.

જીગરમાંથી કપટ, કિનો હિર્ષે અદેખાઈ દુર કર અને પછી આતષની પરસ તીશ કર, તને ખરો મહાન સુખનો સાથ મળશે, જેમા તું શાન્તિ જ્ઞાની ડહાપણ અને મનસુખાકારી મેલવશે. આતષ હોશ તેમા કહેવાય, કે તું ખાયે નહીં અને બીજાને ખવાડે, આતષને ઝેન કહેવાય, કે બીજાને ભુડું લાગે તેવુ બોલતા, તું બીજાને અટકાવે. આતષ તરફની ત્હારી ભકિત ત્યારે રૂડી કહેવાય, કે નાતવાનને કુવત આપવાની તક હાથ ધરે, અજ્ઞાનતાને જ્ઞાન આપવાના માર્ગો દેખાડે, ગરીબને લુટનારાઓને બાજુ બાથ પહોંચી વળે તોજ આતષની બુલંદીમા દિનની કોમની બહેતરીનો દાવ, પુરો કરશે, એમ સત્ય માનજે

જ્યારે આ લખાયું છે, તે આગમજ કંઈકો ગુજર પામ્યા છે, કંઈકો ચાલુ ગુજરતા રહે છે, અને હવે પછી કઈક સાથે મ્હને ગુજરવાનું છે, પણ ગુજરવાની પાછળ જે પમડાત મેલી જવાનો છે. તે બીજાના જાનને સુખ કયું છે, તેથી પજરતી ખુશાલી, તેજ ત્હારો પમડતો આતષ તહારા મિનોઇ માર્ગ ઉપર તહારી આગમજ તહારી ભલી ખુરેહ માટે આવકાર આપવા પ્રથમ ઉભોજ જાણુ ! કારણ કે તું એ જેમ બુલંદ આતષ ઉપર ખુશબો બાલી છે, તેમ પજરતાં જળતાં છગર યાને જાન યાને આ આત્મિક આતષ ને તે દુખથી ટાળી દેવાનુ ભાન રાખ્યું છે. અરદીબેસ્ત અમસાસપંદ એથી જરૂરજ ખુશાલ થાય, કારણકે મિનોઇ જહાનથી પાછા ફરતા, માર્ગમા અહરદી બેહસ્ત અમસાસપંદ પાક સ્પિતામાં જરથુસ્ત્રને કહયું હતું, કે આતષને જાળવજે આ બાબદ રહેબરે રોશનીમાં પાને ૨૨ મે વધુ ખુલાશાથી સમજાવી છે. આતષને યાને આત્મિક આતષને યાને ગરીબનો મદદગાર થવાનો ખ્યાલ ત્રીજા તબકકે રહેલાજ મનુષ્યને આવશે યાને જે મનુષ્ય સ્વાર્થી હોય, તે આતષને પોતાનીજ મતલબે માને, પોતાનુ સારૂં થવાજ ક્રિયાનો માર્ગ જાણે. બીજે તબકકે રહેલો ઇનશાન એક પગલુ આગળ વધી ઘડીભર મદદ કરશે ઘડીભર ન કરશે, જ્યારે આત્મિક હોશથી ભરેલો જીવ હમેશ આતષને પજરતો રાખવાજ તૈયાર રહે છે-પારકાનુ ભલુંજ કરવા સદા મથન કરતો રહેશે.

આતષ તરફની શ્રેષ્ટ ભકિત, અને તે સાથે હમદીનો તરફ અતિ પ્રેમભાવ ધરાવતી શકિત ત્હારા character. યાને ચાતુર્ય સ્થાપના કરશે. એવી પ્રતિષ્ટા જયારે પારશી કોમમાં ચાલુ થશે કે હમદીનો તરફજ એક એકને ઉચ થાને જોવા ઉમેદ રહેશે. જયાં સુધી આખા યંત્રનો કોઈપણ ભાગ બિગડેલો છે, ત્યાં સુધી યંત્રની સલા મતી નથી. ગમે તેવું કોમમા ધનાઢય હોય તે સાથે કમનસિબ ભાગ પણ ન હોવો જોઇએ ! દરેકને માન પુરવક વધવાની હોશ હોય છે, પણ તે હોશ હવામાં પળતી નથી, સાધણની જરૂર હોય છે. આજે પઈસાના જોરે, જ્ઞાની જ્ઞાનીઓને દબરાવવા માંગે છે, પણ ગરીબ જ્ઞાનીઓ આત્મિક હોશની તલબમાંજ રહેલા હોવાથી બેદેહેસ્ત આગળજ વધશે.

મહારી અદના કલમનુ આ બારમુ પુસ્તક છે. અને હરેક પુસ્તક વેળા મહારા મિત્રોથી મલેલા સુધારા ઉપર ધ્યાન આપી આગળ વધવાજ વિચાર રાખ્યો છે. આ પુસ્તક પ્રચાર કરાવવાની મહારી ઉમેદમાં તે પાક આતષની યાદી આપી જોશમાં વધારો જોવાનો ઉમંગ આદર રાખ્યો છે, તથા તે પવિત્ર આતષની સિફતમાં આ સાથનું સંગીત, આત્મિક આસના આતષમાં કાંઈ વધારોજ કરશે.

ઝીંઝોટી—મહારા અહુરાની યાદી-એ તર્જ.
ધર પ્રીતી ખરે-(ભાઇ), એ આસની
એ આસની—એ સાંસની-પર
ઉભો નમને ભકિત કરે—ખરી બુલંદી-શકિત ભરે
ખુરેહ ખરી આતષ પાસની=ધર-
જેની રઝાલે કેવી મલાલો—ભર્યો આનંદ રંગ રૂપાલો=ખુરેહ ખરી

પુંજન કરશો, શું એકબાલ છે—હૈડાનો હરખ ખરે ખુશહાલ છે=ખુરેહ
જેની રઝાલો રે, ખરેજ લાલ છે—ખરે મહજબી મિનો દલાલ છે=ખુરેહ
જેની બુલંદી આસ ચોપાસ છે—અહુરાની તેમાં આસ અને સાંસ છે=ખુરેહ

મોહન મહાલને પ્રગટ થવાની બીના હજુ પ્રચાર થાય છે, તેટલા આ પુસ્તક બહાર પાડવા, પાક અહુરાએ મને ઉમંગ આપ્યો છે, તે પણ પવિત્ર આતશની મહારી ઉપરની બરકતને આધારેજ માનુ છે. ખુદ આતશ માટેજ થોડા વધુ માસમા Fire! my Life નું નામનું લખાયલુ પુસ્તક બહાર પાડવાનો હોશ છે. ફરી એકવાર, મહારા કદરસનાસ વાંચનારનો હઝારો દુવાથી ઉદગાર કાઢી આભાર માન્ય કરું છું—પાક અહુરા સર્વેને સુખી રાખો. બ્રિટનની જયનો ઝુન્ડો ઝળકતો ઉડતો રહે અને પારસી માઝદીયસની જરથોસ્તી કોમ ઉપર સદા તે કાયમ દાયમ રહી ધમકતી ધન્નમાં ધપકતો રહો ! એજ આમીન.

આ "સંજાણની સરજત" અઠવાડિક "કયસરે-હિન્દ"માં કાંઇક વધારા અને નોટેશન રહીત છપાઈ ગઈ છે. હવે પછીનું જે પુસ્તક છપાશે, તે,

## "આત્મિક આસ" તથા "સ્વપ્નાની સુંદરી."

બહાર પડશે, તેટલાં સર્વેના આભાર, તે પાક દાદાર સામે માનું છું—એજ

તાબેદાર કર્તા 'હરમીસ.'

# "સંજાણની સરજત."

## પ્રથમ બોલ.

પ્રિય દીનદારો! પ્રિય માજદીયસ્ની મહજમના મહત્વમાં મસ્ત થએલાં માજદીયસ્ની હમદીનો, આજે તે વખત છે, કે જે વખતે આપણી "દિન"ના ન્યાગાનોની ખુબી ગાવી. આજે તે વખત છે, કે, દીનને સાચવનારા મ્હાબળ રક્ષકોની યાદી ગાવી. આજે તે વખત છે, કે જેઓ ધર્મના સુકાનને, અનેક કષ્ટ, અનેક વેદના અને અનેક હાદેસાઓ ખમીને ઉસ્તવાર મેલી ગયા, તેઓની કીર્તિ ગાવી, તેઓના નામની હિતથી ભક્તિ ધરવી, આજે તે વખત છે કે, તેઓથી પોતાની પાછળ મેલી જવામાં આવેલી, ધર્મની મોતેબરીની દોરીને, મક્કમ ધરી રાખી, આપણી પાછળ આવતાં, આપણા દિનદાર પારસી માજદીયસ્ની ટોળીના બચ્ચાંઓ માટે સાચવવી! એવી પુરાણી ચીજો, બાબદોની અકસર કરી, યાદી રાખવી, એ આપણા ચાલુ જમાનાના દિનદારોની ફરજ છે. જ્યારે ખંડીયરો, જુના દસ્તાવેજો, દરેક બાબદના જુની વસ્તુંના સંગ્રહ કરવા, ઘણાક મથ્યા છે, ત્યારે આપણા જેવી, હુન્નરની હરોળમાં, ધીરજના ધોધમાં, સખાવતની સેવામા, મયા દયા દેખાડવાની મોજમાં, રહેલી પારસી કોમ, શા માટે કોમના કાંઠાને, દીનના ડુંગરને, યકીનના અએવાનને, ટકાવી રાખવા, પાછળ રહે? તેવી અનેક જાતની સેવાઓમા, એક સેવા, નહી, તેથી પણ આળા આપણી ગરજ, નહી, તેથી પણ વધુ, આપણી ફરજ છે, કે **સંજાણમાં** થઈ રહેલા બનાવો યાદગાર આકારમાં, યાદગાર શબ્દોમાં, યાદગાર જોશ અને જબાનીમાં સંગ્રહ કરવા જેઓ તે માટેની નામનાને ચાલુ રાખવાની જહેમત, અને ખત રાખશે, તે માટે, તે યાદી, વારસામા આપી જનારાં આપણા બાપદાદાઓના રૂહ, બહેસ્તમાં બુલંદી બાંધશે—અને બદલામાં આપણી પેઢીના બચ્ચાંઓ પણ, આપણને તેવીજ દુવા ચાહશે. કે "ધર્મને ધીકાવવા ધર્મીઓની ધજા" પારસી માજદીયસ્ની કોમમાં ફિડતી કરવા પણ વીરો હતા. તેવી એક યાદીની સીફત રૂપી સેફાયત, મ્હારી હમદીન કોમની સેવામાં ધરતાં, સઘળી ભલી દુવા અને નમન સાથ, પાક અહુરાથી ફતેહ ચાહુ છું, અને તે પાક અહુરા આ અદના કલમને સફેદ સફાઓના શેત્ર પર, સરલ લખવા સહાયતા દે, એ આશિષ ચાહુછું.

દુન્યાના દરેકે દરેક ભાગના ખુણે ખુણાના, ઓ રક્ષક પિતા અહુરમજદ તું સિવાય સઘળું ખાક છે, ત્હારી હાજરી રજેરજમાં પ્રસરી રહી છે—ખુરશેદ ઈઝદ, નદી, અને નાળાં, પાહાડો અને ઝાડો—પાણી અને અગ્નિ, વાયુ અને પ્રાણ આપી, અમોને અનહદ સુખમાં સાચવ્યા છે—ત્હારીજ બક્ષેસથી દમમાં દમ લઈ શકયે છીયે. ત્હારીજ બક્ષેસથી, અમે, તેમજ સઘળાં જીવ અને જંતો, મંતો યોગી અને ભોગીઓ, રાજ, અને રંકરાય, ટુંકમા સઘળી ગેતિ હળી મળી રહી છે. તું અમોને સહાય થા! જેવી રીતે અમારા ન્યાગાનો, ધર્મ માટે કષ્ટ ખમી સુખ માની ગયા, તેવીજ રીતે, અમોને પણ શુર આપ! શુર આપ ઓ પિતા અહુરા કે "અમારી નબળી સબળી થાય! સુખ આપ ઓ પિતા કે અમારી આળશ નિકળી ઉંચ હિમ્મતની હિમ્મતનો કસ અમારા તનમાં વધે? સુખ આપ ઓ અહુરા કે અમારા વડીલોની કીર્તિનો ઝુન્ડો, પાછો અને પાછો બ્રિટિષ ન્યાય અને ઇનસાફની હદમાં, સચ્ચાઇથી, ઇમાનથી, ધર્મ ઝેનથી, હળાવતો કરીયે? શુરૂ આપો ઓ બાપ! કે ત્હારા નિમાયલા મ્હા ગુરૂ સ્પીતામાં જરથુસ્રને, અમારી રગેરગમાં, જોશથી વ્યાપતો સાંભળ્યે! સુખ આપ ઓ પિતા અહુરા કે" અમો સંપ અને સલાહથી નિર્મળ મૌજ અને મયા સાથ માનથી, અમારો કોમ માટે દાઝ ધરીયે!—અને તેમ કરતાં. સંજાણ—કે જ્યાં સચ્ચાઇથી નિભાવેલા ધર્મના ધામના શિખરને અમો સર્વ જરથોસ્તીઓ, ઉભેલો જોઇએ. કે જ્યાં એકવાર " **બુલંદ બળનો, આતષ બળતો હતો** કે જ્યાં, જરથોસ્તી ટોલાના, ઇરાનથી ચાલી આવેલા પારસી બચ્ચાંઓ, ખડે પગે તે, **બુલંદ ધર્મના બુલંદ આતષની પરસતેશ કરી અહુરાની દાદ ચાહતા હતા.** ગાવો, ઓ બીરાદરો, તે કીર્તિને કે તેજસ્વી ખુરશેદ ઇઝદના, કિરણો, તે વખતના પારસી વડવાઓના માથેના મુંઘટ પર પ્રકાશતા હતાં, તેમ પ્રકાશિત થાય! સંજાણની યાદને સજીવણ કરવા હઝારો જહેમત બીસાદમાં નહી ધરવી! હઝારો લીટીના લખાણો બસ થાય એમ ન કહેવું જોઇએ. તેજ "સંજાણની" હસ્તી આજ સુધી છે, અને જુગ જુગ રહે! તેનો કિસ્સો કરવામાં આ અદના કલમ, પોતાની શક્તિનો અદના ફાળો, આપી, સર્વ માટે ધરે છે, બોલે છે, અને ગાએ છે.

**પ્રથમ પ્રસતાર—માટે બંદગી. શુધ્ધ કલ્યાણ—પદ ત્રીતાલ.**

ચિત્ત રોકો, "અહુરા" બાને—
તેને નામે, તેને કામે, તેને કામે આજ, ગાવો
તેનો નાઝ—(થાય) તેનો વાજ—(લેજો) તેનો સાજ સુખ કાજ=

મૌજ માનો અહુસા માહે તેથી થાય—સુખો પાય—દુખો જાય હાલ.
થાય શુદ્ધી ચાલ—(થાય) રૂડી ફાલ (પાય) માલમલાલ નેકસાલ=
સૌ, દીને યકીન ભરશો ! તેમાં હરશો—તેમાં ફરશો—તેમાં તરશોરે !
જાય દુખનો ભાર—રહે સુખનો સાર—ઘર ઘરમા—વારવાર=
"વંશ વેલા"ની કીર્તિ ગાવો—યાદી ધરવા સૌ સૌ ધાવો,
હિતે પ્રિતે સેવા ગાવો—"યંજદા" કરશે પાર=ચિત્ત.

| | | | | |
|---|---|---|---|---|
| ચિત્ત રો × કો × | અ હુ રા × | બા × ને × | × × × × |
| પ × ગ × પ × | ગ પ ધ × | પ ધ સા × | × × × × |

| | | | |
|---|---|---|---|
| તે × ને × | ના × મે × | તે × ને × | કા × મે × |
| સા ર રે × | સા ધ પ × | પ ધ ધ × | પ ગ મ × |
| તે × ને × | હા × મે × | આ × × × | × જ ગા વ |
| ગ પ પ × | ગ રે સા × | રે × × × | ર × સા સા |
| તે × નો × | ના × × જ | તે × નો × | વા × × જ |
| ગ × ગ રે | સા × × સા | પ × પ ગ | ગ × × × |
| તે × નો × | સા જ સુ ખ | કા × × × | × જ ચી ત્ત |
| ધ × ધ પ | ગ × રે ગ | સા × × × | સા × પ × |

## અંતરો.

| | | | |
|---|---|---|---|
| વં × શ વે | લા × ની × | કી × ર્તિ × | ગા × વો × |
| ગ × ગ ગ | પ × ધ પ | સા × સા × | સા × સા × |
| યા × દી × | ધ ર વા × | સૌ × સૌ × | ધા × વો × |
| ધ × ધ × | સા સા ર × | સા × સા ની | ધ × પ × |
| હી × તે × | પ્રિ × તે × | સે × વા × | ગા × વો × |
| સા × ર × | ગ × પં × | ગ × ગ ર | સા × સા × |
| ય જ દાં × | ક ર શે × | પા × × × | × ર ચી ત |
| સા સા સા × | સા સા સા ની | ધ × × × | ધ × પ × |

( કર્તાની નોંધ—૧ [ "કિસ્સે સંજાણ" નામની ચોપડી જે બાઇજી હોરાંગ તે. અંકલેસરીયાએ+પ્રગટ કરી છે, તે ઉપરથી, ઉપજાવી આ અહેવાલ આપવા અરજ સાથ રજા લઉ છું ] આ અહેવાલ લખતી વખતે. કર્તા ચાહે છે કે, તેમને કોઇપણ તકરારી બાબદમાં પડવું નથી. એની ત્વારીખ બાબદ જેવી કોઇ વિરૂધ્તા ધરાવતું હોય, તેમાં એક યા બીજી પક્ષ માટે, માનજ રહેશે—પણ જેવી હોંશથી લખવા ધાર્યું છે, તે એજ ઇચ્છામાં સમાય છે, કે "સંજાણમાં પણ પારસી, ધાર્મીક જુસ્સો ધરાવતાં દીનદાર પારસીઓની સરજત હતી. ત્યાં એકવાર, વડવાઓ હતાં, તેઓએ ત્યાં પણ ધર્મ ખાતેર જહેમત અને ઝંઝાલી ભોગવી, **આતષ પવિત્ર બુલંદ આતષને** બળતો રાખ્યો હતો, તેજ સમય માટે, એક સાદી એબારત જાળવવાની હોંશ ખાતેર, આ કામ આરંભ્યું છે—અભ્યાસીઓ વચ્ચે હમેશ તકરાર તો ચાલવાનીજ અને ચાલશે, પણ તેઓ વચ્ચે, ચાલતી તકરારમાં તકરારી ગહ્વેરો, કેટલીવાર નીચે ગબડી પડે છે, તેટલાંજ ઉંચકી લઇ. આ અદના કલમ, અહન કરે છે, અને શાન્તિ એટલીજ માને છે, કે "સંજાણમાં પણ કાંઈ સરજત હતી, જે સાથે પારસી જરથોસ્તીઓને લાગે છે, અને તેટલાંજ માટે, કાંઇ સેવા કરવી એમ ભાન થવું જોઇએ !)

દીનને લગતી દરેક ભલી યાદી સાચવવાની જરૂર, અને તે ઉપર સિધ્ધ વફાદારીથી દ્રષ્ટિ રાખવાની દાઝ, એ ખરેજ અગત્યની વાત છે. તે માટે, આપણે બે શબ્દો સંગીતમાં સાચવશું.

**"દીન માટે દીનદારોની દાઝ." ભિમપલાસ. તાલ ત્રીતાલ.**

ઓ દીનદારો—ઉમંગ લાવો—ઉમંગ સાથે—દીન ચાહવો=ઓ
**"સંજાણ"** ની **સરજત** જાણો—! **સરજત** જાણી સેવા ગાવો=ઓ
હસ્તી ત્યાં, કા રે આવી ! જાણી ગાવો—તેના ભાવો=ઓ
વડીલો, ત્યાં વસ્યાં કાંય? તે જાણીને હર્ષિત થાવો=ઓ

ઓ × દી ન દા × રો × ઉ × મં ગ લા × વો ×
<u>ની</u> <u>ની</u> સા મં મં × મં ગં ગ મં પ મં ગં રે સા ×
ઉ × ગં ગ સા × થે × દી × × ન ચા હ વો ×
<u>નીં</u> × સા મં ગં રે સા × ગં મં પ મં ગ રે સા ×

**અંતરો.**

સં × જા × ણ × ની × સ ર જ ત <u>જા × ણો ×</u>
પ × પ × મં પ ગં મં પ પ નીં નીં સા × સા ×

સ ર જ ત   જા × ણી ×   સે × વા ×   ગા × વે ×
૫ નીં સા ગં   ૨ × સા નીં   ૪ ૫ ૫ મં   ગં રે સા ×

(સમજ-નોંધ-૨ સંજાણમાં પારસી ટોલો શા માટે આવ્યો, વસ્યો, અને રહયો, તે જાણવાથી, તેની કીર્તિ તપાસવાથી, આપણને, પણ દિલમાં ખુસી ઉપજવી જોઇએ, કે ત્યાં આપણા પ્યારા બાપ દાદાઓ, વસ્યા હતા. અને મુસતકીમપણે, માજદીયસ્ની દીનના આતષને બળતો રાખ્યો હતો.)

(એક નેક અષો નરથી મેળવેલું સંજાણનું, દાસતાન તથા ઇરાનની યાદી મેળવનાર—બહમન ખોરશેદ સંજાણા.)

"મોનાજાત—"

હતો એક મર્દ—ત્યાં નેકીએ પુર—હતી નેક બખ્તી, હતું નેક નુર.
અવસ્થાજ વાણીઓ મુખ ભરે—ધર્મી કલામો, તે સૌને ધરે.
ચુસ્ત તે હતો ખુદ દીનપર તમામ—ધરમનેજ સાચવવો. એ તેનું કામ.
નસીહત બીન સ્વાર્થે તે ધરે—સલાહ બી દેવા કયાં કયાં ફરે.
તે સત મુખે કીધું બ્યાન—"કીસ્સે—એ—સંજાણ—" તેનુંજ નામ
પામ્યો ખરે રે—કિસ્સો તમામ—**(બહેસ્તેજ ખુશનુદ રહેજો તે નામ.)**
ગુસતાસ્પના વખ્તની યાદ કઇ—બની છે, બનીનેજ આગળ ગઇ.
દીનને જરાથુસ્ત્રા લાવ્યો તે વખ્ત—કહ્યુ કે "આવે કદિ બદબખ્ત."
તેમજ, થયો ને ગયો રે સીતમ—દીન પર આવ્યો સીતમ સાથ ગમ.
પેદા સીકનદર થયો તો ખરે—**"ઇરાનીઓ"** તે હુકમે મરે
કતલ ત્યાં ચાલી રહી, રાત દીન—અરબાદ કીધી રે, **"ઇરાની દીન."**
કાપી નખાવ્યા—હઝારો હઝાર—કેવાં **"ભલી દીનના નર નાર!"**
દીન સાથ ધર્મ કીતાબો બળી—**"બળી ગઈ છે રે** ગુણવંત કળી."
બળી ખાખ થઇ, રે ભારી નિશાણ—**"ધરમનું હતું ત્યાં નુર આલીશાન."**
રવડે રે બાળક, પિતા, દેશ દેશ—**કીધો ધરમને બચાવવાજ પેશ**
"માતાઓ" લોહીથી ખરડાઇ ધસે—રખે તે **"ધરમ બાળ"** નાબુદ થશે.
**"બાળક સમા, ધર્મ હૈડે ધરી"—બચાવી લીધો કરારી ધરી.**
(બચાવો તમે ઓ અરે દીનદાર—**રાહબર હતો, તેનો જરથુસ્ત્ર યાર!)**

(નોંધ–ક–શીકનદરના દોરથી, જ્યારે ઇરાન વતનનો નાશ થવા માંડયો, ઘરે ઘરે, જરથોરતી જીંદગીને મારી નાખવામાં આવી, ત્યારે નર અને નારીઓ તરેહવાર રંજ, હાદેસા, અને વિપત ખમીને, કયાં કયાં જઇ, પાહાડ અને છુપી જગ્યામાં આસરો લેવા લાગ્યાં. **ધર્મ** અને **ધર્મને,** પોતાના વ્હલાં બચ્ચાંઓ કરતાં વધુ અને વધુ જોરો, હૈડે ધરી, તેને બચાવવાજ, પોતાના જીવને બચાવવા યતન કીધો. દુન્યાના તખ્તા પર આદમી જનમ્યુ, તે તો નાશ પામવાનું છે, પણ જે અખંડ પ્રિતે જાળવવાનું છે, તે ધર્મ અને **ધર્મની સાંકળ છે.** ધર્મનું જેમ જેમ જુનૂં, તેમ તેની ખુબીઓ દીન પર દીન વધો અને સદીએ, પ્રગટ થઇ પ્રકાશ થઇ પ્રકાશ થતી જાય છે, આજે હાલના જમાનામાં રસાયનની, શોધખોળથી જે અજવાળું પડયું જાય છે, તેની મહત્વની ફીલસુફીમાં, **જરથોસ્તી ધર્મની સાદાઇમાં, કેવી ઉંચી શ્રેષ્ટાઈ સમાયલી છે,** તે પ્રકાશ હેતી ખુબી સર્વને રોશન છે, એટલીજ ખુબીમાં સઘળી ખુબી સમાઇ જાય છે, જેઓ પોતાની સામે આવતી ચીજો અને બાબદમાં કાઇ ખુબી જેવું જોતા નથી, તે માટે, તેઓને શું કહેવુ એ આ કલમ જાણતી નથી, પણ નીચલી કાઇ લીટીઓથી સ્મરન થશે.

## માંડ–ઝબતાલ.

શંકા "કાળે" સજેલી—સુજે ન શ્રષ્ટિ તુને રસિલી=
દિપતી ખુબીપે–દરબાર ફરતાં–રાખે આંખ વિંચેલી=સુજે
રતી રજમાં સ્મરન જડશે–કંકરે કીર્તિ દબેલી=સુજે
બુડી બાને–ભુલતો ફરશે–બુદ્ધિ રાખે છુપેલી=સુજે
**સાગરનો ના અમલ** ટરશે–રોહ જોઇ છાતી ધ્રુજેલી=સુજે

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| શં × | કા × × | કા × | ળે × સ | જે × | લી × × | સુ × | જે × ન |
| ર મં | મં × × | પ × | ધ × પ | સા × | સા × × | ધ × | મં × પ |
| સૃ × | ષ્ટિ × × | તુ × | ને × ર | સિ × | લી × × | × × | × × × |
| ધ × | પ × મં | ગ × | ર × સા | ગ ર | સા × × | સા × | સા × × |
| દિ × | તી × × | ખુ × | બી × એ | દ ર | બા × ર | ફ ર | તાં × × |
| ધ પ | સા × × | સા × | સા × સા | ર ર | ર × સા | ર ર | સા × × |
| રા × | ખે × × | આં × | ખો × વિં | ચે × | લી × × | સુ × | જે × ન |
| ધ × | ધ × ધ | ધ × | ધ × પ | ધ સા | સા × × | ધ × | મં × પ |

(નોંધ–૪–"શંકા" જગતમાં જન્મથીજ છે, જ્યાં સુધી સરજતમાં શંકા છે ત્યાં સુધી પાસે પડેલી વસ્તુમાં, કાંઇ માલ છે, એમ તે મન માનવાનુ નથી. તરેહવાર ખુબીઓ, જગતપર બિછાવી છે, તે જોઇ આનંદ ન થાય, તો, તે 'મને' પોતાની ભિતરની આંખો બંધ રાખી છે, ત્યારે વસ્તુઓનો, ખુબીઓથી ઉપજતો આનંદ તેને કેમ મળી શકે? રજકણમાં શોધખોળ કરશો, તો અમુલ્ય ખજાના જેવો ઉપદેશ મેળવશો, અને નહી તો, તે નકામુંજ લાગશે. વહેતા પાણીમા, જ્યારે મધુરા અવાજો નિકળતાં કેટલાંક માનશે, પાહાડોમાં, આલીશાન નિશાણુ પિછાણશે, ત્યારે બીજાઓ તે માંહેથી ધુળ જેવું મૂળ પણ નથીજ માનવાના--કારણ કે ફવતી જ્યાં સુધી ખિલીને આગળ વધતી નથી, ત્યાં સુધી ઉરવાન પણ મંદ રહેશે)—પણ, દુશમનથી ડરી ન-જતાં શુરવીર બહાદુરોએ, પોતાના લોહીના છેલ્લાં ટીપાં સુધી, લડીને દુશમનને અજબ સ્વાદ ચખાડયો હતો, પણ ગમે એવું બળ હોય, પણ તે સામે જ્યારે એકથી દસ કરતાં વધુ આવે, તો બળમાં કળ રહે નહી, તેમ ઘણાકો બરબાદ થઇ ગયા, (એવા હજારો નર અને નારીઓ; કે જેઓએ બાપ દાદાથી મળેલો ધર્મ સાચવવા જીવ, જીવનગારો આપ્યો, તેઓના રૂહ પર હઝરો હઝરો દુરો અને આફ્રીન હોજો અને સ્વર્ગમાં શાદમાન રહેજો!)

## ગરબી ત્રીતાલ.

આજ કહાણી કહુ સંજાણની—કુલ પારસીઓના ભાગ્યની
ત્યાં હાણી વિપત જોઇ ઘણી,

ત્યાં ખમ્યાં કેવાં દુખ ભાર—ત્યાં, થયા નર ને નારો ઠાર
માર્યા, મરતાં શત્રુ માર—'કાળે' કર્યા બહુ લાચાર=

ત્યાં લડયા વીર પારસી બળવાન
ઇરાન રગનુ રાખી માન—હતું 'દીનનુ હૈડે ધ્યાન

ડગ્યા નહિ પળ જરી—પણ હૈડે હિમ્મત પુર ભરી
શસ્ત્ર લીધા હાથ ધરી—ધસ્યાં રનમાં મુખ કરી,

લડયાં શત્રુ બાથો બાથ-હિમ્મતનેત દિલવાળી ગાંઠ
ધસ્યાં અંગ પર ભિડી દાંત—

પણ 'કાળે' દીધુ જુદું દામ—ઘટયું સંખ્યાનુબી હામ
બખત, સાથે બન્યું સ્યામ—કીર્તિએ સાચવ્યું નામ!—

રે ×
સા ની

| | | | |
|---|---|---|---|
| કહ્ય × ણિ ક | હુ × સં × | જા × × ણ | ની × રે × |
| સા × ગં ગં | ગં × ગં × | ર સા ર ની | સા × સા ની |
| | | | ફુ લ |
| | | | સા ની |
| પા × ર સી | ઓ × ના × | ભા × × ગ્ય | ની × ત્યાં × |
| સા ગં × ગં | ગં × ગં ર | સા સા ર ની | સા × સા ની |
| હ્યા × ણી × | વિ × પ ત | જો × ઇ ધ | ણી × ત્યા × |
| સા ગં ગં × | ગં મં ગં ર | સા × ર ની | સા × સા × |
| ખ મ્યા × × | કે × વા × | દુ × ખ ભા | × ર ત્યાં × |
| ર મં મં મં | મં × મં × | પ × પ પ | પ × પ × |
| થ × યા × | ન ર ને × | ના × રે × | દા × × ર |
| પ ધ ધ સાં | સા × સા નીં | નીં × નીં ધ | પ × × × |
| મા × ર્યા × | મ ર તા × | શ × ત્રુ × | ભા × × ર |
| નીં × નીં × | નીં નીં નીં × | ધ × ધ × | પ × × × |
| કા × ળે × | ક ર્યા × × | બ હુ લા × | ચા ર રે ×= |
| મં × મં ગ | ર સા ર ગ | ગ ર સા × | સા × |

'કાળ' સદા કાળ એક સરખો રહયો નથી. આખરે સીકનદરનો પણ અંત આવ્યો. અને વીખેરાઈ ગયલી, જરથોસ્તી કળી–પાછી સાથે મળી. **"અરદાયે વિરાફ"** સાથ, અરદેશર બાબેગાન, અને શાપુર જેવા, ફરી, ફોલાદી તન અને મનનાં સરદારો જન્મ પામ્યા, અને દીનને સંજીવન કરી, પોતાના બદનો પર અજાયબ કસ કરી દેખાડી, ધર્મ તરફની યકીનદારી સાબેત કરી, અને આખેર દીનને જાગૃત કરી, જે, યજદેજરદની પાદશાહી સુધી કાયમ રહી અને હજી સુધી કાયમ છે, અને રહેશે—

## (સોરઠ) ઝીંઝોટી—ત્રીતાલ.

પ્રકાશિત દીન રે જાગી—પ્રકાશિત—દીન ધરમની ઝેન મલી અરદાય વિરાફથી=
અરદેશર બાબેગાન—સાથે મળે શાપુર, જાણ
જેમ ઉદયે, છળકે પ્રાણ દીન ધરમની અગનથી=

પ્ર
મં

| | | | |
|---|---|---|---|
| કા × શિ ત | દી × × ન | રે × જા × | ગી × × પ્ર |
| ગ ર સા સા | ર ગ ર ગ | મં પ ધ મં | ગ ર × મં |
| કા × શિ ત | દી × ન ધ | ર મ ની × | ઝે × × ન |
| ગ ર સા સા | સા × ની ની | ની ની ની × | સા સા સા સા |
| આ × પી × | અ ર દા ય | વિ × રા × | કે × × પ્ર |
| સા × સા × | સા ર ર × | સા × સા × | સા નીં ધ મં |
| અ ર દે × | સ × × ર | બા × એ × | ગા × × ન |
| મં મં મં × | પ પ ની ની | સા × સા સા | સા × સા સા |
| સા × થે × | મ × ગે × | સા × પુ ર | જા ણુ તે × |
| સા નીં ની ની | સા × સા સા | સા ર સા નીં | ધ પ ધ મ |
| જો × મ ઉ | દ × ગે × | છ ળ કે × | પ્રા × × ણ |
| ર ર મં મં | પ × પ × | ધ સા ધ × | પ × મં મં |
| દી × ન ધ | ર મ ની × | અ × ગ ન | થી × × પ્ર |
| ની × ની ની | સા સા સા સા | સા ર સા નીં | ધ પ × મં |

જગમાં ચઢતી અને પડતી સદા ચાલુ છે. તેમ તે "સુખનો સુર્ય," ફાછો ઢંકાયો, અને નવેસરથી નવો માર પડયો—દુશમનનું પાછુ જોર વધ્યું, અને જરથોસ્તી ઝુન્ડા પર આહોજારી આવી પોહોંચી. આ વેળા એક દીનદાર દીનચુસ્ત, પણ નજુમ જાણનાર પરેજગાર મરદથી સલાહ મળી, કે સિતારાની ચાલ એવી છે કે, આ ઇરાન ભુમી પર વધુ વાર રહેવું સજાવર નથી. ઇરાનથી હવે હિંદ ભુમી ઉપર આપણી સરજત સરૂ થવાનો વખત આવ્યો છે. ( **જ્યારે સરજતે, ઇરાનથી હયાં મોકલાવ્યા,** તો, **યાદ રાખજો બીરાડરો, નર** અને **નારીઓ,** કે એવો પણ **પાદશાહ આ ધરતિ, યાને ગેતિ** ઉપર પેદા થશે, કે જે **જ્ઞાની પાદશાહ,** સઘળી વહી ગયેલી **તવારીખ વાંચી, લાયકને લાયક** જગ્યાં આપવા પણતૈયાર રહેશે. યાને તે વખતના **પારસી બચ્ચાંઓ** પોતાના **બાપિકા વતનમાં** જવા ભાગ્યશાળી નિવડશે. એમ પણ **સરજત કાં** ન કરે? કરશેજ! કરશેજ! )

## "ભલા પરેજગાર દીનદાર નજુમીની સલાહ."

જ્યારે પારકી દીનવાળાઓ, આપણા ઉપર આવી જાતનો સીતમ

ગુજારે છે, ત્યારે વાજબી છે, કે ઇરાન વ્હાલા વતનથી, ગમે એવી પણ નાખુશીએ આપણને ચાલી જવુ સર્જાવાર છે, આપણી જીંદગી છે, તો, આપણો ધર્મ સાચવશું. માટે દીનને સાચવવાજ, કોઇ બીજા મુલકના પાદશાહ આગળ જઇશું, જ્યાં આપણો ધર્મ જે "**જગનો એ મૂલ્ય ખજાનો**" આપણે મેળવ્યો છે, યા આપણને મળ્યો છે, તે પવિત્રાઇથી સાચવીશું.

## જોનપૂરી—તાલ ત્રીતાલ.

"**સરજત**" આગળ શીષ નમાવો! પ્રેમી વતન છોડી જાવો=
અહુરાનો જે હુકમ, આ છે હીંદે જઇ દીન બચાવો=
ક્ષણુ ભંગુર આ—ગેતિ છે રે સુજ રાખી "કાળ" ટકાવો=

| | | | |
|---|---|---|---|
| સ ર જ ત | આ × ગ ળ | શી × ષ ન | મા × વો × |
| રે મં પ સા | ધં નીં ધં પ | મં પ ધં પ | રે ગં રે સા |
| પ્રે × મી × | વ × ત ન | છો × × ડી | જા × વો × |
| સા ધં × × | પ નીં ધં પ | મં પ ધં પ | રે ગં રે સા |

## અંતરો.

| | | | |
|---|---|---|---|
| અ હુ રા × | નો × જે × | હુ × ક મ | આ × છે × |
| મં × પ પ | ધં × સા સા | ર ગં ર સા | ની સા ધં પ |
| હીં × × × | દે × જ ઇ | દી × ન બ | ચા હ વો × |
| પ ગં ર સા | ર સા ધં પ | મં પ ધં પ | રે ગં રે સા |

(નોંધ—પ—જ્યારે હાદેસા અને દુખ સામે આવે, તે વેળા, તેની સાથે, પણુ એક દુશમન આવ્યો હોય, અને ઘણો બળવાન હોય, એમ સમજી સમયને સંભાળવો, એ ઘણુંજ અગત્યનું છે, જો આપણા "દાના પાની" ઇરાનમાંથી જવાના છે, તો ભલુ છે કે બાકી રહેલાં, માજ્દીયસ્નાન, પોતાનો જાન બચાવી, બીજા દેશમાં "**પોતાના ધર્મનો પવિત્ર અને બુલદં આતષ પરથાવવા કોશેશ કરે!)**

ઉપલી નસીહતથી તે પરેજગાર મર્દના વિચાર પ્રમાણે વર્તિ સઘળાં બાકી રહેલાં ત્યાંથી નિકળી ચાલ્યા. ચાહવું કીરતારનુ, કે, તેઓને **દીવના** બંદરની નિશાણ મળી. હ્યાં તેઓએ ઉતારો લીધો. પણ વસવાટ કરતાં માલુમ પડયુ કે, ત્યાં તેમના ધર્મને, સારી રીતે પાળવા તક મળી શકે તેમ ન હતું. આખેર ત્યાંથી પણ બીજી બાજુએ ઉઠાંગરી કરવા કસદ કર્યો. તેમ કરતાં, તેઓએ ગુજરાત તરફ પોતાના વહાણો હંકાર્યા. પણ દરીયો અશાંત હોવાથી ભારે તુફાણ નડયું. "**પડતી પર, પાચ વધુ**

**દુખ** " એવો મામલો થઇ રહયો. કઇંક આફતો પડી, કઇક જાનો બરબાદ થયા, જે વેળા બચેલાઓએ, સાથે મલી **પાક દાદાર અહુરમઝદાની બંદગી અને આજીજી કરી,** બાકી રહેલાંઓના જાન બચી જાય, એવી પ્રાર્થના મારફતે અરજ ગુજારી. તેઓની ખરા મનની બંદગી ખરેજ ફળી, અને શાન્ત સિમા નજરે પડી. માલમ પડયુ કે "જાદેરાના" નામના રાજાની બાપે ધરી હંકલ તેઓ આવી પુગ્યા છે. શોધ ખોલ કરતાં-માલમ પડયુ કે રાજા "નેક, ભલો, અને માયાળુ હતો"-ત્યાં તેઓ ગયા, અને ધર્મ માટે આસરો માગ્યો-તેઓના **કદ અને પેશાની** જોઇ, રાજાને દહેશત થઇ, કે રખે તેનું રાજ, આવા બળવાન વીરલાઓથી જતું રહે, તેથી રાજાએ **તેઓથી પાંચ શરત કીધી.** પહેલી શરત એ, કે **ધર્મ ક્રિયાનું બ્યાન કરો**-બીજી શરત, તમારી **ઇરાની ભાષા છોડી** દઇ, અમારી ભાષા શિખો. ત્રીજો કરાર, એ કે **તમારી ઓરત લોકનો પહેરવેશ અમારા માફક રાખો.** ચોકો કરાર એ કે **હથિઆર છોડી દેવાં,** પાંચમો કરા, એ છે જે, તમારી **શાહાદીની પવિત્ર ક્રિયા, રાત્રે કરવી.**

ઉપલી હકીકત સાંભળી લીધી, અને વિચાર કરી, તે રાજાને જવાબ વાળ્યો.

**" જાદેરાણા આગળ યકીનનો એકરાર."** મુના જાત.

મુબારક રહે રાજ, ને તુંજ તાજ—મુબારક દોલત ને રહે સાજ.
અમે તો અરે ગરદીશો ખમી—આજે ઉભાં રે તમોને નમી—
**ભલી દીન મ્હારી,** યકીન વળી—સરજતે, કષ્ટિ તો, આવી મળી.
**અમારો ખુદા પાક અહુરાજ છે**—તે પર અમારો **ખરો હક છે.**
**ખુરશેદ ને ચાંદ તારા ખરે**—અમારાં બધાંઓ નમને ભરે.
**"આતષ" બુલંદ છે, દીન નિશાણ**—તેના નમને અમારૂજ માન.
**"ઓલાદ" અમારી જમશેદથી**—તેના **કબીલાને વંશ પદથી**—
**દીનને ધરમને** બચાવવા થકી—રાખી ત્હારી મદદની વકી.
**અમારો મહજબ** ચલાવવાજ છે—આફ્રાન કરશું **હર** હર જગે.
છોડયુ **દીન કાજ "પ્યારૂં વતન"—દીન ટાળવાને** કરી રંજ તન.
છોડયાં અરે રે માલો મલાલ—**દીનના તરીકાને** કીધો હલાલ.
**દીનમાંજ ટેક અને જોમ છે**—અમારા રગમાં **"વનંત હોમ" છે**—
ન કરશું કદી બેવફાઈ તુંસે—**અમારા યકીનને કદી ન રૂચે.**
ત્હારા, હુંકમનેજ આપીશું માન—**દીનને બચાવવા પટેકીશું જાન.**
**" જાન અને દહે "** આખરે જશે—ધર્મની કીર્તિ કદી ન જશે.
**આખેર જશે આ તંન સાથ પ્રાણ—દીનનેજ સાચવવા છે અરમાન.**

**રહેશું રવડશું રઝળશું અરે—"જાન, દાનકાજ દમરે ભરે"**—૧૦
**યકીન જો નથી** તો " છે જાનશું"—**દાન વિના રે હું કોણે નમુ?"**
**યકીન અમારૂ** જો દીનપર—રાખીશું યકીન ત્હારી ઉપર.

**આ યકીન અને ધર્મ જાનફેસાનીના** સોનેરી સખુનોથી, તે ભલા અને નેક રાજા ઉપર ઘણીજ ભલી અને અને રૂડી અસર થઇ. (જે નાયેબ, ઉપલા શબ્દો બોલ્યો હતો, તે ખરાજ છે. અને સદા કાળ રહેશે. પારસી ધર્મ, તેમાંજ ખુબી પિછાણે છે, કે જેમાં ધર્મ પાળી, પોતાના ગમે એવી જાતના પાદશાહને વફાદાર રહે છે—**"ગોયા રાજ તરફની વફાદારી. (એ જાણે જરથોસ્તી ધર્મની ચાવીજ છે.")**

**"જાદેરાણાનો હૈડાનો હોંશ."** (અરજનો જવાબ.) શાકો.

ધન્ય ત્હારી દીન—પર—ધન્ય ત્હારૂ સતપણુ
સત્ય ત્હારી ચાલ હાલે—ખુશી મુજનું મન
રે વીર—માનુ ત્હારી વાતો—છે રૂડી તુંજ રીત ભાતો.
**યકીન તુંજની માત છે—"અહુરા"** ત્હારો દાતા
ધર્મ તુંજનો તાત છે—કીર્તિ રહો ગાતાં!
પ્રેમી પારસી કોમનો કાંઠો—રહે જગ સદા મળકાતો!

| | | | |
|---|---|---|---|
| ધ × ન્ય × | ત્હા × રી × | દી × × ન | પ × × ર |
| ધં × ધં × | ધં × ધં × | પ × પ × | પ નીં નીં નીં |
| ધ × ન્ય × | ત્હા × રૂ × | સ ત પ ણુ | × × × × |
| ધં × ધં × | પ × મં × | પ પ પ × | પ × × × |
| સ × ત્ય × | ત્હા × રી × | ચા × લ × | હા × લે × |
| મં × મં × | મં × મં × | રં મં મં × | પ × પ × |
| ખુ × શી × | મુ જ નુ × | મ × × ન | રે × વિ ર |
| ધં × ધં × | પ પ મં × | પ મં ગ × | રં × સા સા |
| મા × નુ × | ત્હા × રી × | વા × તો × | × × છે × |
| રં મં મં × | પ × પ × | ધં × પ × | મં ગ રં સા |
| રૂ × ડી × | તુ જ રી ત | ભા × તો × | × × × × |
| પ × પ મં | ગ ગ રં સા | મં ગ રં સા | સા × × × |

ઉપલાં ભલાં શબ્દો રૂપ ભાવ, પારસી પ્રિત માટે ઉચાર્યા, અને તેઓના યકીન ઉપર પુર ઈતબાર રાખી તેઓને વસવાટ માટે જગ્યા આપી. જે જગ્યા, તેઓને મલી, તે ઉપર ઇરાનથી ધર્મ લઇ આવેલા સઘળાં જરથોસ્તીઓ

તન મનથી, તે જગ્યાને ખિલવવા મંડી ગયા. અને થોડાજ વખતમાં, તે જગ્યાને, કે જે વેરાન જેવી હતી, તેને ખિલવી અને ધીકતી કીધી. આ પ્રમાણે, જગ્યાની ખિલવણી થવાથી, ત્યાનાં લોકના ધંધામાં પણ સારો ફેરફાર થયો, અને પારસીઓની, ઉદ્યોગી, ખંતીલી, અને રાસ્તી વલણથી, રાજા તથા તેમની રૈયતની પ્રીતિ વધી. આ જગ્યા માટે કાંઇ વર્ણન કરીયે—તો નિચે પ્રમાણેનો કંઇક સાર મળે.

**દેશ—ઝીંઝોટી—તાલ દાદરો.**

જંગલ જંગલ, ખેડી,—કીધો રે રંગ ત્યાં
ખંત જતને રંજ લઇ—કીધો (રૂડો) સંગ ત્યાં=જંગલ.
ધીરે ધીરે કષ્ટ લઇ—વસ્યું નગર ફળવંત
રંગ હોંશ, ભારી હર્ષ—વાગા નાદ ચંગે=જંગલ.
વા વીંઝ, વને જ્યાં—ત્યાં થાય સુખ વાસ
પારસી કોમ વસી—ગાએ ગીત રંગના=જંગલ.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| જંગલ | જંગલ | ખો×× | દી×ને | કી×× | ધો×× | ર×ગ | ત્યાં×× | |
| સાસાની | રસાસા | પધપ | મંગમં | રગર | સાનીસા | રેમંગ | રે×× | |
| ખં×ત | જતન | ર×જ | લ×ઇ | કી×× | ધો×× | સં×ગ | રે×× | |
| ગં×મં | પનીની | સા×સા | સા×× | ની×× | સા×× | સારસા | નીંપ× | |

**અંતરો.**

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ધી×× | રે×× | કસષ્ટ | લ×ઇ | વસે× | નગર | ફ×ળ | વં×ત | |
| રે×× | મં×મં | પ×પ | પ×× | પપ× | પપધ | મંધપ | મ×મં | |
| રૂ×× | મં×ગ | હો×શ | હ×ર્ષ | વા×ગે | ના×દ | ચં×ગ | ના×× | |
| મં×× | પનીની | સા×સા | સા×× | સા×ની | સા×સા | સારસા | નીંપ× | |

જ્યારે, તેઓએ પોતાની ખંતથી, તે જગ્યાને ફળવંત બનાવી કે, પાછો તેઓની **રગોમાં, બળવત આતષ પરથાવવાનો જોશ, હોંશ સાથ ઉભરી આવ્યો,** અને તે માટે ફરી એક વખત, જાદેરાણા પાસે અરજ ગુઝારી કે, તેઓને, આતષબહેરામ પરથાવવા માટે, જગ્યા મળે, તે જગ્યા એવી હોવી જોઇએ, કે તેની આસપાસ ત્રણ ફરસંગની હદમાં, પારસી કોમવાળા આવી ન શકે.

**"આતષબહેરામ માટે ઉમંગ."** મુના જાત.

અમારી અરે શાહ એવી અરજ--થોડી જમીનની છે અમને ગરજ
હજારો ત્હારા થયા અહેશાન--કાયમ રહે તુંજ પ્યારી નિશાણ.

અમોને સુખીને ખુશી કીધાં—અમારા સુખ કાજ અમો લીધા—૮૦
**હવે જે ઇરાદો ધાર્યો અમે—"આતષ પર થવાને" અમને ગમે**
**"સંજાણ ભુમીએ આતષબહેરામ"**—કરવા ફરજ છે, એ**"પ્યારૂ કામ."**
આપ તું નેક, તે પરવાનગી—માનીશું **"હેત અને અહેશાનથી."**
**નથી ચેન, ને સુખ આતષ** વગર—નહી, તે વિના રહે **"પારસી નગર."**
આતષ અમારૂ **ધરમ નુર છે**—તેથી અમારૂ **"બળ પુર છે."**—૯૦
**"હઝારો ખુબીનો" ભરેલો, નુર**—તેમાંજ **"જીવ"ને તેમાંજ "શુર."**
આશ, તે મેળવવા, છે ભરપુર—રહેશે, જગ્યા ત્રણ ફરસંગ દુર.
આવે, ન પર કોમવાલા, તે પાસ—એવી **અમારી ખરી 'દિલઆસ.'**

જ્યારે પારસીઓ સાથે મળી, આ અરજ રાજાને કરવા ગયા, ત્યારે પવિત્ર આતશ તરફના **"અનહદ યકીન"** ભાવની ઉંડી પ્રિતિ જોઇ, રાજા ઘણોજ મગન થયો, અને તેઓની **"પ્યારી ખાહેશ"** મુજબ તેઓના **"પવિત્ર પ્યારા આતષ"** માટે જગ્યા કરી આપી-તે જગ્યા મળતાંજ, પારસીઓ ઘણુંજ ઉમંગ, હિત, અને પ્રિત સાથ તે કામ, યાને **પવિત્ર આતષ બેહરામ** બનાવવાના સુભ અને ધાર્મીક કામ ઉપર મંડી ગયા અને **"પાક માજદીયસ્‌ની મહજબની મોટાઈ,** માહાનતા **સાબેત કરનારો પવિત્રબુલંદ આતષ** તૈયાર કરી, તે માટે જાનફેસાની કરવા લાગ્યા.

**"બુલંદ આતષ માટે યાદી"** માંડ ત્રીતાલ.
નમ **આતષ ને દીનદાર**—પ્યારા આતશને દીનદાર
તેજ કરશે પાર—તુંજ હોંશ ને ઉદગાર—નમ
પ્રેમ ભાવે આતષ—બળતો રાખે રાત દીન
ચાહો **નેક નુર**—દે સુખ અપાર—નમ તું
**"આતષ દીન"** છે—એ તુંજ **યકીન**
ખુબી જે ગાય નિત—" જય **અહુરદવાર"**—નમ તું
ચિત્ત પ્રિત, એ પર દે—એ છે તુંજનો **"જાન"**
માન, એમા "નુર" છે—**"અહુરનો અપાર"**-નમ તું

ન મ
સા ×
આ × ત ષ   ને × દી ન   દા × ર ×   પ્યા × રા ×
ની રે સા ની   ધ × ધ નીં   પ ધ પ મં   ગ મં પ ધ

| | | | |
|---|---|---|---|
| આ × ત પ | ને × દી ન | દા × × × | × ર ન મ |
| પ × પ મં | ગ સા રે ગ | સા × × × | સા × સા × |
| તે × × જ | ક ર શે × | પા × × × | × ર તુ જ |
| મં × × મં | પ પ ધ પ | સા × × ની | ધ ધ પ મ |
| હોં × × સ | ને × ફિ દ | ગા × × × | × ર ન મ |
| પ મં ગ સા | સા × રે ગ | સા × × × | સા × સાં × |

## અંતરો.

| | | | |
|---|---|---|---|
| પ્રે × × મ | ભા × વે × | આ × × × | ત × પ × |
| ગ × × ગ | પ × ધ પ | સા × × × | સા × સા × |
| બ ળ તો × | રા × ખે × | રા × × ત | દી × ન × |
| ધ ધ ધ × | સા × ર × | સા ર ર સા | ધ × પ × |
| ચા × × × | હો × તે × | ને × × ક | નુ × × ર |
| સા × × ર | ગ × ગ મં | ર ગ ગ ર | સા × × સા |
| દે × × × | સુ × ખ અ | પા × × ર | ન મ તુ × |
| સા × સા સા | સા × સા ની | ધ × × પ | ગ મં પ ધ |

(નોધ-પ-(જેમ આતપને આપણે નમીએ છીયે, તે ઉપર ખુશબો બાળી તમન ધરીયે છીયે. અને તે માંહેથી સુગંધ નિકળે છે, તેમજ તે પવિત્ર આતપની જાળવણી કરવા સાથ, આપણો **પોતાનો આતષ** યાને **આત્માં,** કે જેને ખિલવવાથી **અમ્મર સુખ** મેળવવાનુ છે, તે માંહેથી પણ સારો સુગંધ નિકળશેજ, કે જ્યારે આપણે દુન્યવી મોજ અને લોભથી રહીત રહી, અહુરાને ગમતાં કાર્યો કરીશું. ગમે એવાં બાહારના વિચારો હોય, તેમાં તુંને સુખ આપનારો, યા દુખ આપનારો તત્વ હોય, પણ, તે નકામો છે, કારણ કે બાહારની વાતાવરણ, ગમે તેવી હોય, છતાં ત્હારા ભિતરના ભલા અને નેક વિચારના આધાર ઉપરજ, ત્હારૂ સુખ, અને દુખ છે. ગમે એવી આફત સામે લડવાને, જે ઉત્તમમાં ઉત્તમ આપણી પાસ સાધણ છે, તે **"ધીરજ અને ચુપકીદી"** છે. એથીજ સઘળું સારૂં થશે,-અને, એ સઘળુ મેળવી આપનારૂ, એકલું સાધણ, તે પવિત્ર આતષની પવિત્ર પરસતીશ છે.)

આતષ તરફનો આત્મિક જુસ્સો, ખરેજ, તને શુ ફળ આપશે તે ત્યાંરેજ જાણશે, કે તેવી જાન ફેસાની તું તે તરફ બતલાવે! આતષ તરફનો ભક્તિ ભાવ, શુ ફળ આપતો હશે, તે ત્યાંરેજ માનશે, કે એક ચિત્તે **પવિત્ર મને,** તેને તું નમી જોય? આતષ તરફ તમારૂ, એક ચિત્ત

ધરે, અને તપાશો, ઓ ભલા નરનારો, કે ત્યાંથી અનહદ રોશની નિકળતો, જોશ, તમારા હોંશમાં વધારો કરે છે કે નહી!

ઓ તેની **મહાનતા!** તેની **આળાશાન!** તેની **રજાલમાહેથી** નિકળતી **હઝારો મલાલ!** આપણા જીગરને **હોંશ** આપી, આપણા બદનને કેવો રૂડો, કેવો ઉંચો ખ્યાલ આપે છે. ત્યારે અને ત્યારેજ, વગર પુછવે આપણુ **સર તે ઉપર નિસાર થાય છે.** કોઇ અનદીઠ પ્રવાહ તેવાં ખ્યાલ સમેત, **આપણા રગોમાં વહી,** જોશ આપતી હોય, તેમ પાક ખ્યાલ ઉત્પન કરે છે. અને તેની પરસતીશ કરી અહુરાની યાદ થતાં. દિલમાં **સુરખી,** ખુશી, **તેજ અને તાકાત, વધે છે.** ખુશાલી રાજ કરતી હોય, તેમ ભાસે છે. પછી ભલે તે **પળ માત્રની** પણ હોય!

## "યકીન માટે ઇશારો"

ગઝલ—તાલ તીવરો–

ઓ દીનદારો સોંચો—યકીન દીન કમી કાં!
થયુ દીન ધરમે—માન ઉતસાહ કમી કાં!=ઓ
જ્યાં જોશોરે રોતાં—નર-નાર-ગમીમાં
બેઠાં દુખ વિપતા—એ આફ્રત જમી કાં?=ઓ
ગયું જે **વતન આજ**—રે **સરજન** નમી કાં?
રે દાવર-તું લે દાદ—મ્હારે સીર ભમી કાં!=ઓ
ઓ દીનદાર-ઓ વ્હાલા—ઉઠો હોંશમાં આવો?
ચાહાવો દિનને જોશે—સૌ સંકટ સમી જત?=ઓ

## તાલ ત્રીવો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઓ × | દી ન | દા × × | રો × | સો × | ચો × × |
| સા × | સા સા | સા × × | સા ની | સા ની | ધ × × |
| ય × | કી ન | દી × ન | ક × | મી × | કા × × |
| પ ધ | પ મં | ગ ર સા | ર સ | ગ ર | સા × × |
| થ × | યુ × | દી × ન | ધ × | ર × | મે × × |
| ર મં | મં મં | પ ધ પ | ધ પ | સા ની | ધ × પ |
| મા ન | ઉ ત | સા × હ | ક × | મી × | કાં × × |
| ધ × | પ મં | ગ ર ગ | ર સા | ગ ર | સા × × |
| જ્યા × | જો × | સો × × | રે × | રો × | તાં × × |
| સા × | સા × | ર × × | ર સા | ગ ર | સા × × |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ન × | ર × | ના × ર | ગ × | મી × | માં × × |
| ધ × | ધ × | સા ર ર | ર સા | ગ ર | સા × × |
| પે × | ઠા × | દુ × ખ | વી × | પ × | તો × × |
| સા × | સા × | સા × સા | સા ની | સા ની | ધ × × |
| એ × | આ × | ફ × ત | જ × | મી × | કાં × × |
| ધ × | પ મં | ગ ર ગ | ર સા | ગ ર | સા × × |

(નોધ-દ-હવે એ "કિસ્સે-એ સંજાણ" લખનારના મનમાં દીન માટે કાંઇ તુરંગ આવ્યા હોય, અને "મનન" કીધુ હોય, કે દીન મા, એ સુસ્તી કાં આવી હશે? કાં દીનના માણસો વેર વીખેર થયાં હશે! કાં આસ્તે આસ્તે, ત્યાંના પાર્શી રીવાજો ઉપર, શંકા આવી હશે? આસ્થા કમી થતી ચાલી કાં? એ માટે યકીન સાથ, કાઇ મનના ખ્યાલ દોરાવ્યા હોય).

## "ધર્મ ઉપર શીદાગીરી માટે અગત."

આજ દીયસ્ત દીનની, એકવારની જગ વ્યાપક મોતેબરીની, જોશ ફરી જોવી હોય, તો તેનો પહેલો પાયો, **મહુજબ ઉપર મુસ્તકોમ ઈતબાર આપવો જોઇએ-તે** ઉપર પ્રિતની રૂડી નજરથી મનન કરવું જોઇએ. ધર્મના ઉપર આસ્થા, અને તેની જાળવનીજતે **દીનના પ્રકાશત જોમને** પાછુ **સંજીવન કરશેજ!** તે માટે ખ્યાલ કરવાનો છે, કે તે દીન કેમ આવી, કોણથી આવી? દરેક દરેક, દીનચૂસ્ત પારસી જરથોસ્તી જાણે છે, માને છે, કે તે સઘળુ તૈયાર કરનાર "**પ્યારો વ્હાલો જ્ઞાની, માહાજ્ઞાનીઓના ગુરૂ પાકસ્વિતામા જરથુસ્ત્ર હતો, છે, અને તેજ, યાંને તેના ભણતરોજ હજી જગમાં ઉંચ મતિ પ્રચાર કરશેજ.**

પહાડી ઝીઝોટી—દાદરો.

દીન કદિ સુન કરો ના!<br>
દીન નહી સુન કરો--ધર્મ ઝેન ધુન ધરો,<br>
તેના તમ ગુણ ધરો--રોજ ચિત્તમાં-દીન<br>
લાવનાર કોણ, "જાન," રે<br>
લાવનાર કોણ, જાણુ, -હતો "**રે દિલજાન**"<br>
જરથુસ્ત્ર સ્પિતમાન—રાખો હિતમા---**દીન**

દી × ન ક દી × સુ × ન ક રો × ના × × × × ×<br>
પ × × પ ગ × પ × પ ગ રે × ગ × × ગ × ×<br>
દી × ન ન હી × સુ × ન ક રો × ધ × ર્મ જે × ન ધુ × ન ધ રો ×<br>
પ × પ ગ રે × ગ પ પ ગ રે × ગ × પ ગ રે × સા × સા સા રે સા

તે ×× ના×× ગુ×ણુ ધરો× રો×જ હી×ત માં×× ×××
ધ×× સારે× ગ×રે સાસા× ધ×ધ સા×રે ગ×× પ×ગ
×× × × ××
ગ×રે સા××

જો દીનનાં કાનુન, અને તરીકાને જાળવવો હોય, તો ગમે એવાં સંકટો નિર્મુળ છે–આપણુ તંન, અને "જાન" તે જાળવવાથી નિરોગી, અને ગુણીલું બને છે. આપણી ફ્રવષી ખિલતી જાય છે, આપણુ રવાન, આસુદગી અને અર્મંગી પામે છે–તે ઉપરાંત તેના રૂડા વિચાર, વાણી, અને કાર્યોથી ઉત્તમ ખુરેહ, યાને અનદીઠાં ધ્વજ્જો પેદા કરે છે. જેથી બીજાને પણુ સુખ આપે છે. એ માટે દીનના કલામોની હદમાંજ ચાલવાથી પોતાથી મેળે, ધીમે ધીમે ન જણાયલા ખ્યાલો, ન જણાયલા વિચારો મનમાં જોશ સાથ ધાઇ આવે છે–એક ગુરૂના કામમાં, જે જોવાનું સમાયલું છે, તે પ્રથમ, તેના ઉપર પવિત્ર આસ્થા હોવી જોઇએ! પ્રથમથીજ આંખ વીંચી, તે પર વગર આસ્થાથી જોવાથી, ખુબીવંતા તત્વો કદી મળતા નથી. એક કામ કરવાથી જે ઉત્તમતાઇ એકને મળે છે, તે બીજાંને કાં નથી મલતી? કારણુ કે, તેના હૃદયના ધપકારા, તે ખુબીવંતા કામો તરફ **એકતાર** થતા નથી. માટે દીન અને ધરમનાં કાનુન પ્રમાણે ચાલી, તે પ્રમાણે વર્તવાની કોષેશ ચાલુ રાખો કે **ઉજાશ તમારો છે.**

**"દીનને જાળવનાર માટે સખુન."** મુનાજાત.

ગમે હોય આફત, ગમે હોય દુખ, ચાહો અરે દીન માતેજ ભુખ.
દીની કલામો લીયેરોજ મુખ—ગમે હોય ઝંઝટ માનેજ સુખ–૧૦૦
દીને ભરેલો છે **"ગુપ્ત ઝર."**—સીંચીને તારીને હૈડે તું ધર!
છે શાન કેવી, ને કેવું મુળ—દીનનાં કલામો ખરેખર એ મુળ
જે કોઇ દીન સદા કાળ ચાહે––તેને મદદ પાક **અહુરાજ થાય.**
પુરાણી અતી દીન–ખ્યાલોએ પુર—ભાવ સાથ ભકિતએ આવેછ તુર.
એ સુખ આપે, તમો તનને—આસુદ રાખે ખરે મનને–૧૧૦
ભજો દીન રાહ એ સજાવર છે––**અહુરા તમારો તો દાવર છે.**

જેઓ દીન સાચવે, તેઓને માટે બધું સાચવવુ સહેલ છે. જો દીન ન સાચવે તે માટે, તેઓને કહેનાર **"એકલો અવાજ તે હૈડાનો છે."** એમ સંજાણુમાં, ઘણાક વર્ષો, પારસીઓએ ચઢતી અને પડતીમાં કાઢયાં હશે, તે માહેથી ધીમે ધીમે જેમ જેને ફાવ્યું, તેમ આસ્પાસનાં મુલકો, અને ગામડાંમાં એક યા અનેક પ્રસંગના વચ્ચે આવવાથી તેમ ગયાં–કોઇ

ભરૂચ, નવસારી, સુરત, ખંભાત, વગેરે ગામડાંઓમાં જઈ વસ્યા—તેમજ ખુદ સંજાણમાં, પણ કેટલાકો, આવ્યા ત્યાંરથી ઘણીક સદીઓ સુધી રહયાં હતા. જેઓમાં એક દસ્તુર **નામે ખુશમત અને તેમનો દિકરો ખોજસ્તે પણ હતા,** તે બાપબેટા ઘણાંજ ફાજેલ અને પરેજગાર હતા. ધર્મ દીનને, ઘણીજ સાચવી અને બીજાને સાચવવા સોંચ કરી હતી. પણ ફરી ઘણીક સદીએ, બરગસ્તે નિશાણનાં વાદળાં, પાછાં ચઢવા લાગ્યાં—સંજાણનના નાના પણ સુખવાસ ધામ માટે, પડોસનો રાજયપતિ કે જેને સંજાણ મેલવવાનું મને ધાઈ આવ્યું તે મેળવવા ખાહેશ રાખનાર શાહ, તે **"મહમદ"** નામનો મુસલમીન હતો. તે શાહને તેની રૈયત, **એક ખોદાની શાન સમજતા હતા,** અને તે રાજાના બોલ ઉપર જીવ કુરબાન હકતા હતા.

ફરજ છે પ્રજાની, કે રાજને હિત દે!
પોતાને બાજુ ધરી, તેના હુકમે ચિત્ત દે?
"રાજ મુગટની" આસમાં—પ્રજા વિશ્વાસ છે
**"રાજયના સુખમાંજ, પ્રજાનોજ સ્વાસ છે"!**

રૈયતની આવી ચાહથી, તે રાજાને, સંજાણ પોતાના રાજ્ય સાથ જોડી દેવા કેમ ન ભાવે? તે શાહનો **બનાજખાન** નામનો વઝીર હતો. તેને શાહથી મસલત કરી સરદાર અલેફખાંહને તૈયારી કરવા કહી, કે **"સંજાણ પર ફોજ મોકલવી."** લડાઇની મૌજ સામસામી ચાખવી. ચખાવવી, અને રાજ્યના ભાર અને બૌજમાં વધારો કરવો. શાન્તિનાં સમયમાં, દુખનો દાવ, પેચપર પેચ લેવા ખેંચા ખેંચ કરવા લાગ્યો. નચિંત બેઠેલાઓને ચિંતાએ, ચામ ઉપર ડામ. પાડી, બદનામ કરવા માંડયું, સગનના સરળ સરોવર પર, ગગનનાં ઘેરાયલાં ગાંઢના ગુચવાડાં ચઢવા માંડયાં, યાને લડાઇ જાગી. **લડાઇ ખરેખર બળા અને આફતની જયાફત છે, પણશુરવીર બહાદરો, હિંમ્મતવાન તેમજ રાજયના હિતદારોની દેશ ભતિ, અને શ્રેષ્ટ શક્તિ આંકનારૂ સાધાણ છે.**

"લડાઇનું **નગારૂં.**" કાહાન્ડો—ત્રીતાલ

ભયાનક આવી ચઢી જંગ
હર પળ બદલી ગીરદેશની રંગ=ભયાનક
સૈ સુખ ચેને—સંગ કરતાં
ઉડી રહી ખુનખ્વાર ઢંગ=ભયાનક

ભ યા ન ક  આ × × વી  × ચ × ઢી  × જં × ગ
પ નીં ધ સાં  સાં ધં નીં પ  × મં પ પ  × પ × ગં

| | | | |
|---|---|---|---|
| ઙુ ૨·પ ળ | બ દ લી × | ગી ર રે શે | × રં × ગ |
| નીં પ મં પ | ગં મં ર સા | ર × સા ર | × સા સા પ |
| સો × સુ બ | ચે × ય ને | સં × ગ ફ | × ર તાં ર |
| મં પ ની ની | સા ની સા સા | ની સા ર સા | ની સા નીં પ |
| ઉ × ઠી ર | હી × ખું ન | ખ્વા × × ર | × ઠં × ગ |
| મં પ ની સા | ગં મં ર સા | ર × સા ર | × સા સા પ |

**શાહ મહંમદના લશ્કરનાં સરદાર અલેફખાંહ સાથ, હીંદુ રાજા અને "બહેદીનો સાથ-ચાલેલી લડાઈની વીગત"**

આ વખતે, હીંદુ રાજાને, પોતાના હરીફના આવવાથી ઘણોજ ખેદ થયો, પણ પોતાની પાસે પારસીઓને બોલાવી, તેઓને યાદ આપી, તેમ તેનો ખંગ વાળવા, આ વખતે તમો મ્હારી બાજુમાં મદદગાર થાવો એમ કહયું.

**(રાજાએ માંગેલી પારસીઓની મદદ)** મોનાજાત.

સમય જોઇ રાજાએ આફ્ત બરી—પારસીને બોલાવી આરજુ બરી—
હતાં, બાપ દાદા, તમારા રે નેક—મ્હારા વડીલોએ સાચવ્યો ટેક=
હવે આજ દયો સ્હાય મ્હારી ગરજ—ગરજ મુંજ ટાલો, ફરજ છે ફરજ
ફરજ ખરી હૈડે વાલો કરજ—હેશાન રહેશે શીર રજ રજ—
તદબીરથી કાંઇ પાડોરે હાર—કાઢો કુનેહથી આ યુધ્ધસાર—
મ્હારી છે આશા "તમારૂં **ઇમાન**"—**ઈરાની લોહીનું રાખો રેમાન?**
**હિમ્મત** તમારી ખરે જોરદાર—હિમ્મત તમારી ખરી હોંશદાર.
તમારી **તુખ્મ જાલ રૂશતમથી**—**"ડરે છે બધાઓ, તે વંશથી"**
પડેલા છે નરો તમારા અનેક—જેઓના મરદીમાં ભારીરે ટેક—
લડો ને બચાવો ગરીબ રાજને—**ચાહો, બચાવે પ્રભૂ લાજને!**

જયાંરે ઉપલી વાત, રાજાની સાંભળી, ત્યાંરે, પારસી ટોળાંના એક બુજોર્ગ મોબેદ સાહેબે, પારસીઓ તરફથી જવાબ વાળ્યો, કે " ઓ નામદાર, ભલા અને નેક **શાહ, અમો મુઠીભર માજદીયસ્ની મહજબના પાળનાર માજદીયસ્ની દીનના ચાહનાર,** લડાઇના જંગમાં ત્હારી તરફથી જવા તૈયાર છીએ. અને **અમારા ઇરાની લોહીની સાચ્ચી** સાબેતી દેખાડવા ત્હારા હુકમને તાબે થઈ મદદ આપવા ઉપરાંત, **અમારા રાજપતિ માટે, બદનનાં છેલ્લાંમાં છેલ્લાં લોહીના ટીપાં સુધી અમે લડીશુ.** લડાઇમાં કમ્મર બાંધી લડવું, એ **અમારા ધર્મની આતેબર નિસાણ છે. રાજ્યના રાજા માટે, જાનફેસાની કરી જીવ**

**આપવો એ અમારા ધર્મની મૌજ છે.** તે મૌજમાં અમારા બાપ-દાદાઓ, જેઓ અસાર આગમજના, આ ફાની દુન્યા છોડી, અમારા ઉપર **ધર્મ, ઇમાન, ધર્મ ઝેન, રાજય વફાદારી છોડી ગયા છે,** તે સઘળાં ફરમાનો ઉપર **અમારો જાન, અને અમારો માન, કુરબાન છે.** બળકે અમો લડીને, તે બધાં, **ભલા વડવાઓનાં રૂહને સાંન્ત કરીશું.** કે તેઓના અમો બચ્ચાં તેઓ પાછળ **દીન, અને ધર્મ સાથ, રાજભકતિ કેમ સાચવ્યે છેયે! "વફાદારી ફરજ છે." તે વિન ઇમાન શું? મદદે આ સીર છે. તે વિન ઇરાની શયાન શી? ફરજ જો કરજ છે, તો ગરજ છે અમારી, કરીશું ફરજ માટે બસખીદમત તમારી.**

પારસી ટોળાંની કીર્તિને સદાકાળ જેમ આપનારા, આસખુનો, તો બોલવામાં, આવ્યા, તે પ્રમાણે પલાયા, તે પ્રમાણે રણશેત્રમાં જીવ પણ અપાયા, પણ પારસી માજદીયસ્ની ધર્મની બુલંદી આ મુઠ્ઠીભર પણ સાચ્ચી ઝેનના જરથોસ્તીઓએ, હમેશની સાચવી. જેમ સાચવીને, તે સોનેરી સાંકળને અહુરાની મિનોઇ જેહાન સુધી, દરેક દીનદાર જરથોસ્તી લઈ જશે—

**"સુના જાત"**

અરે **રાજ વીરા,** ઓ જ્ઞાની ભલા—અમારી રસમની તો આછે સલાહ
કે જંગે ધરીશું લડાયક ખમીર લડીશું રે જયાં ટક સલામત છે શીર
સમય સાચવીને, તો રાખોજ ધીર—દુશમન સાથેજ લઇશું રે ભીર
**કદી પીઠ આપે** નહી **પારસી**—વહી છે, રગોમાં ઇરાની રસી—૧૪૦
લડશું, ને પડશું, ને મરશું ખરે—**પારસી કદી નામોસી ના ધરે.**
**ઇઝત અને માન એ દિલ સાથ-અમો દાદ માંગીશું "અહુરાની" ખાસ.**

**"ધીરજ માટે દિલાસો"** છાયા તીલક-ત્રીતાલ.

ધીર ધરાવો રાજન મને. લડશું જ્યાં ટક જાન છે તને-ધીર
રણ શેત્ર માહે જીવનિજ જાયે લડીને, પ્યારો જીવ જાય ચેને=ધીર
"**કયાની વંશની સરજત** એ છે રાજ્ય વફાએ પ્રાણ ગુમાયે=ધીર

**ત્રીતાલ.**

| | | | |
|---|---|---|---|
| ધી × ર ધ | રા × વો × | રા × જં ણ | મં × ને × |
| ર ગ મં પ | મં ગ ર × | સા રગ સા × | મં ગ સા × |
| લ ડ શુ × | જ્યાં × ટ ક | જા × ન છે | ત × ને × |
| પ પ ધ સા | ર ગ સા સા | સા પ ધ મં | ગર ગ સા × |
| ર ણ શે × | ત્ર × માં હે | જી વ નિ જ | જા × ય × |
| મં પ ની ની | સા સા સા સા | ર પ મં ગ | સા રગ સા × |

| | | | |
|---|---|---|---|
| લ × ડી × | ખા × રો × | જી વ જા ય | ચે × ને × |
| સા × ર સા | ધ નીં પ × | સા સા પ ધ | મં ગ સા × |

( નોધ—૭ મી—લડાઇનું ખુનખાર જંગ, ગમે એ રંગ દેખાડે, તે આગમજ રાજ અને રૈયતની પરસપરની પ્રીતિ, ખરેજ શુભ પહેલ કહેવાય, પોતાના રાજપતિને, **દેલાવર દિલથી દેવાયલા, દેલાશાની** ઉદગાર. પ્રથમથીજ, વફાદારીનો પડઘો જાહેર કરે છે, કામને આસાન કરે છે. તેમ તે વખતે સઘળા પારસીઓએ, અખંડ વફાદારી રાજ્યપતિને ધરી, જગમાં ચાલુ નામદારી માટે નોંધ કીધી, જે હજી સુધી જળવાઈ છે. અને રહેશે.)

હવે આ બાજુ, જયારે, સંજાણની લડાયક તૈયારી, ચાલી રહી, ત્યારે મુસીલમીન રાજયપતિને, ત્યાં પણ શુરા સરદારો, તરેહવાર જાતની તૈયારીઓ કરી રહયા. ખુનખાર જંગ માટે જેટલી તૈયારી કરે, એટલી ઓછી છે, પણ આ તકે યુદ્ધમાં વીર પુરૂષોએ કેવી સુદ્ધ રાખી, કેવી ચાલાકી, તથા ફતેહ માટે ધમચકી કરી મેળી, તે માટે વિગત કરવા જઇએ. તો લંબાણ થાય. અલબત જંગ કઈ બાજુએ ફતેહ આપશે, તે પ્રથમથી કહેવાઈ શકાય નહી, પરંતુ દરેક બાજુએ, લડાયક ખમીર, પોતાનું બનતુ કરે છે, જીવ આપવા સાથ, અમ્મર કીર્તિ રાખવા માટે બહાદુરીથી લડી, પોતાની હિમ્મતની કિમ્મત કરવા, દરેક વફાદાર લડવૈયો પોતાનાં સરદારની નજરમાં પોહોચવા ઝહેમત કરેછે. ઘડીભર પાર પડેછે, તો માન પામીદેશનો વફાદાર, અને દેશ ભકત કહેવાય છે, પણ દુશમનના હાથમા, પોતાનુ રકત આપી જાન ખોહી દેછે. તો તેના રૂહ ઉપર અમ્મર શાન્તિ સાથ કીર્તિનો સ્થંભ જાવેદાન સુધી ઉભો રહે છે. એનુ કાંઈ વર્ણન આપ્યે તો આ સાર મળે.

## ( સુના જાત )

થયો શોહોર સાર નકારા અવાજ—વાદળ રહયો પુર ઘોરે તો ગાજ.
કઈ તીર ભાળા કઈ શમશીર—કઇ જોશ જુમએસમાં રહી બીર
કઈ શીર રગડે પડી ખાકમાં—ખાકે પડી, **જોઈ રંગ થાકમાં**—૧૫૦
હઝારો વિંધીને વિંધાય તતકાળ—જંગનો ખરો દૌર છે. **લાલ લાલ**
**કુનેહ**, કળાએ, કોઇ હયાંતરે—સરજત તેની કે તરતજ મરે
ચમકેરે શમશીર હયાં એક ઘડી—ગઇ તે ઘડી, કે કયા તે પડી !
નિર ત્યા ધસેરે ખરે જોર હાલ—**રંગ નિરનોતો** હતો **હાય લાલ !**
ધસે એક છેટે, કરે ચાર પાર—તરતજ બીજો કરે તેને હાર—૧૫૦
વળી કો ધસે લઇ ખુદાનુજ નામ—મરતોજ જાણે કરે રે સલામ

જ્યારે જંગના રંગનુ કાંઇક વર્ણન, આપણે ઉપલી લીટીઓમા જોઇ વળ્યા, ત્યારે ખુદ જંગમા શા હાલ થયો, તેની કાંઈ વિગત જાણીશુ, તો એવો હાલ દેખાયો કે, શત્રુઓ સામસામે ભેળાયાં, જાનને બેજાન કરવા મંડયા, તન અને મન ફકત હરીફને મોતનો સરીક કરવા રોકાયુ, અને લડાઈ ખુનખાર રૂપે આગળ વધી, કંઇક સંભાળીને રાખેલા "પ્રાણો પળમાં ખોહયા." કઇક ભારી સંભાળથી પાળેલાં હાથ અને પગો ને બેરહમ જખમી થયલા દીઠાં—અને બન્ને બાજુએ ભારી શોહોર શાર થઇ, લડાઈ ગાહમાં, દેખાતી હીંદુઓની હાર થવા માંડી, અને તેઓમાં નાસભાગ થઇ રહી, આવા જીવ સતોસતના સમયમાં બહેદીનોનો વડો લડવૈયો, નામે અરદેશરે પોતાના ગોઠીયાઓને પુકાર મારી પોતાની આગળ બોલાવી, બાહાદુરીથી હિમ્મતથી લડાઇના જંગમા ખરે પગે ઉભા રહી **"જાન ખોહી મિનોઇનુ માન"** મેળવવા પુકાર્યું, જંગના મેદાનથી પીઠ કદી નહી ફેરવવી, એવો શુરવિર આગ્રહ થયો, અને છુટા પડેલા બહેદીનો, પોતાના સરદારના બહાદુર વિચારને વળગી રહેવા એકમત થયા, અને લડયા. **આવી મક્કમ અને રાજા માટે અનહદ વફાદાર લાગણીના બળ આગળ** દુશમનની કળ ઉંધી વળી ગઇ. યાને આ નાનકડું પણ અતિ હિમ્મત સાથનુ યકીનદાર શુર, દુશમનની ફોજને જંગમાહેથી નસાડવા ફતેહ પામ્યુ. **મુઠીભર પારસીઓએ, બાપદાદાને થયલા અનહદ લાભો, ના બદલાને ચક્રવતિ વ્યાજ સુધ્ધાં, કીર્તિ સાથ વાળી આપ્યો.** અંતે આ પ્રથ લડાઈમાં અરદેશરે જીત મેળવી, પોતાના રાજપતિ આગળ જતાજ હિત મેળવી રહયો, રાજા અને રૈયતે ભારે વખાણ કર્યા. **"યકીનનો તાર, અને હીમ્મતનો ભાર જોઇ આભારમાં ગરકાવ થયલો, રાજાએ, પોતાનો વિચાર જાહેર કર્યો.** આ બહાદુર બહેદીન અરદેશર. મોતી અને માણેકથી વધાયો, શાયરોએ કવિતાની કળીમાં તેને ગુંઠવા માંડયો, અને જો કે હાલમા, જેટલા સાલ ગયા છે, ત્યાં સુધી આપણે, પણ તે ભલા. બહાદુર, હિમ્મતવાન, વફાદાર, પારસી જરથોસ્તી બહેદીનની, કીર્તિ ગાઇએ છીએ. ત્યારે હજી બીજા, અવતા સાલોમાં પણ આપણી ઓલાદના બચાંઓ, તે બહાદુર બહેદીનને યાદ કરતાં રહેશે. આ બહાદુરની એકલી "ડોક"થી વંશપરવંશ સુધી ચાલતા સમયમા, પારસીઓની કીર્તિની "નોક" સચવાઈ. એવા એક નરના રૂહ ઉપર, દરેક સાચ્ચા મનુષ્યની દુવાનો વરસાદ વરસતો રહે !

જ્યારે અરદેશરને ભારે વખાણ, અને માન અને પાન સાથ રાજ્ય દરબારમાં ખુદ રાજાથી મરતબો આપવામાં આવ્યો, ત્યારે, તે ભલા, અને

બહાદુર અરદેશરે કાંઈ જવાબ આપ્યો, જેનો સાર રૂપ ભાવ વાંચ્યે તો નીચે પ્રમાણે ખ્યાલ આવે.

"ઓ ભલા રાજ્યપતિ! જે કાંઈ મેં, તેમજ મ્હારી વફાદાર પારસી ટોળીએ કર્યું છે, તે કરવા અમો તદનજ લાયક ન હતા પણ અમારી લાયકાત દેનાર અમારો અનદીઠ પિતા દાદાર અહુરામઝ્દા, અને તેની ભલી દીનનો શિખાડનાર અમારો સ્પિતામાં જરથુસ્ત્ર છે, જે બરકતથી અમારી ફુંક બરકત દુર થઇ છે. અને જેમ કરવામાં, અમારી ફરજ હતી.

કલ્યાણ—ચૌતાલ.

## બહાદુર અરદેશરે કરેલી દાદારની સ્તુતી.

દાદારે ટાળી સઉ ખટપટ,
સુખ કિરણો દઇ આશાના, પાસાના રંગ ફેરવી દઇ=કિરણો.
શાદીનો રંગ "હર" દેશે ત્યાં
"ફાની" હોય થાયે "જાની" હરદમ લાચારોને આપે સુખ પળેપળ.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દા | વ | રે | ટા | × | ળી | સૌ | × | ખ | ટ | પ | ટ |
| સા | સા | સા | ધ | × | પ | મ | પ | ધ | ધ | પ | પ |
| સુ | ખ | કિ | × | ર | ણો | દ | ઇ | આ | સા | ના | × |
| ગ | મં | ધ | પ | ગ | મં | ર | સા | ર | ર | સા | × |
| પા | સા | ના | × | રં | ગ | ફે | × | ર | વી | દ | ઇ=સુખ |
| ધ | ધ | સા | × | ર | ર | ગ | મં | ધ | ધ | પ | પ |
| શા | દી | નો | ર | × | ગ | હ | ર | દે | શે | ત્યાં | × |
| પ | પ | સા | સા | × | સા | સા | સા | ર | ર | સા | × |
| ફા | ની | હો | ય | થા | ય | જા | ની | હ | ર | દ | મ |
| ધ | ની | સા | ર | ગ | ર | સા | ની | ધ | પ | મં | પ |
| લા | ચા | રો | ને | દે | × | સુ | ખ | પ | ળ | પ | ળ |
| ની | ધ | પ | ની | ધ | પ | મં | પ | ધ | ધ | પ | પ |

(નોંધ ૮-આ ઉપલા વિચારો સરદાર અરદેશરે ગાઇ સંભળાવ્યા હોય, તેમ આપણને કાંઇ ખ્યાલ આવે! અને આવા મહત્વ ભરેલા, (દાદાર ઉપરજ આધાર રાખીને) કામ કરનારા, વીરના સખુનથી રાજા ખુશ થયો અને તેમને પણ પત્રિઉત્તરમાં "**ઉરથી ઉભાતો ઉદગાર ઉચાર્યો**." ખરેજ આગળા વખતના પારસીઓએ પોતાના કામની મદાર દાદાર નામથીજ રાખી હતી.)

## રાજ્યપતિ તરફનો ઉદગાર. પરજ—દાદરો

ચંદ્ર મ્હારો તેજ રહયો સુખે, ભયફેજ, ગયો
હોંશ, સાથ જોશ થાય—રાજ રંગ સુખ રહયો=ચંદ્ર

જંગ દસ્ત તંગ જે—ત્યાં હર્ષ રંગ આજ
લાજ સાથ. ગાજવાજ—નવિન સંગ થયો=ચંદ્ર
વ્હાલા વિર "અરદીશીર"—ત્હારૂ સત્ય શીર છે
ધીર ત્હારી ન્યારી છે—સાથ **"કયાની વિર"** રહયો ?

ચં × દ્ર મ્હા રે। તે × જ ર હ્યો × સુ × ખે ભ × ય ફે × જ ગયો ×
નીસાની સા × ની ધંસાની મ × ધં મધંની સાનીધં ધંનીધ ગ × ગ
હો × શ સા × થ જો × શ થા × ય રા × જ રં × ગ સુ ખ × ર હ્યો ×
સાસાસા ગ ગ ગ મ મ ધં નીસાસા સારંસા રંનીસા ધંસાની ધંપધં
જં × ગ દ × સ્ત તં × ગ જે × × ત્યાં × × હ × ષ રં × ગ આ × જ
સા × ગ ગ મ ધં ની × ની સા × સા સારંસા રંનીસા નીનીધં ની × ની
લા × જ સા × થ ગા × જ વા × જ ન × × વિ × ન સં × ગ થ યો ×
સા × સા ગ ગ ગ ધં મ ધં નીસાસ સારં સા રંનીસા ધંસાની મ × ધ

રાજ્યપતિ તરફથી, આવાં મગરૂબી લેવા જેવા, સોનેરી સખુનો (કારણુ તે જન્મ કાળ સુધી, જગતની વાતાવરણમાં નોંધાઇ ગયા છે.) જ્યારે અરદેશરે સાંભળ્યાં, ત્યારે પોતે પણુ જવાબ, અને ખરેજ ભલાઇથી ભલો જવાબ આપવા, પછાત કાં રહે ?

**અરદેશરે—ચાહેલો ગુણુ** સોરટ—ત્રીતાલ.

રાજન ત્હારો હુ ગુણુ ગાવું.
ત્હારૂ નામ સદા મુખ પર લું.
ત્હારી કિરત ગાવું=રાજન
ત્હારા વંશે, મુજ વડવાને
તન મન ધન દઇ પાળી
કીધા કેવળ પ્રિતજ અંત સમ
ફરજે શીર વાળું—રાજન

**ત્રીતાલ.**

| | | | |
|---|---|---|---|
| રા × જ ન | ત્હા × રે। × | હુ × ગુ ણુ | ગા × × વુ |
| મં ર મં પ | સા નીં ધ મં | ગ સા ર ર | ગં ગ ર × |
| રા × જ ન | ત્હા × રૂ × | ના × મ સ | દા × મુ ખ |
| મં ર મં પ | ર × ર × | પ × ધ મં | મં ર મં ગ |
| પ ર લુ × | ત્હા × રી × | કી × ર ત | ગા × × વું |
| નીસારનીસા | ર × મં × | પ × ની ની | સા × નીં ધપ |

| | | | |
|---|---|---|---|
| રા × જ ન | ત્હા × રા × | વં × શે × | પુ જ વ ડ |
| મં ર મં પ | મ મં મં પ | ની સા સા × | ની ની સા સા |
| વા × ને × | તં ન મ ન | ધ ન દ ઈ | પા × × × |
| ની સા ર ર | ની ની ની ની | સા ની સા સા | સા ની ર સા |
| × × × લી | કી × ધા × | કે × વ ળ | પ્રી × ત જ |
| સા નીં ધ પ | સા સા ધ નીં | પ ધ મં મ | ર ર ગ ર |
| અં ત સ ન | ફ × ર × | જે × શ ર | વા × × લું |
| સા ર ની સા | ર ર મં મં | પ × ની ની | સા × નીં ધ પ |

(નોધ-૧૦-જાણે બાપદાદા ઉપર, થયલા હેશાનનો બદલોજ વાળ્યો હોય, તેમ આ ઉપલા સંગીત ઉપરથી, આપણે પિછાણી લઇશુ, અને તેમ ધારવામા કાઇ સરાગત ભરેલુ ન કહેવાય, કારણ કે આપણા ઉપર કોઇનો પણ ઉપકાર થયો હોય, અને તે વાળવા આપણને સામર્થ, યા તક ન મળી હોય, તો ફરજ છે, કે આપણા પુત્ર પરિવાર, પણ તે બદળો વાળે ! જયારે એજ તે, હાલમા, આપણા મનના સુભ અને સુધ્ધ વિચાર છે, તો આપણા બાપ દાદાઓ, અથવા, ન્યાગાનોનુ, કરજ ફરજથી વાળી દઇએ એ તો ભણુંજ કહેવાય !)

ઉપલા જવાબની બાબદમા, રાજ્યપતિ કાઇ ચુપ બેઠા નહી. તેવને પણ પોતાનો ખરો જુસ્સો દેખાડી આપ્યો તેઓની કીર્તિની તારીફ કરવામાં તેમના મનમાં એવું પણ આવ્યુ હોય, કે જે જોખમદારી તેમના વખતના પારસી બહેદીન જરથોસ્તીઓએ લીધી હતી. તે તેમના બાપદાદાએ કરેલા હેશાનના બદલા કરતા, પણ કાઇ વધુ હોય, તેટલાં માટે ફરી તેમના મુખ માહેથી, કાંઈ વધુ ભલાઇ ભરેલા ભારખમ શબ્દો નિકળ્યા હોયાં તે માટે આપણે નિચે પ્રમાણે સાર ખેંચીશું,

**રાજ્ય પતિનો મધુર મનભાવ** પિલું-ત્રીતાલ.

વીર ત્હારૂ મન તન જોઇ મગન હુ,
હર્ષ છાયે બદન સુખમાં.
નેક ઘડીના નેક સગન લું-વીર ત્હારૂ
સઘળી ઉગર કરી હર હર રંજે.
ગંજે લીધું ના વળે ખંગ.
જગે રહેશે એ યાદી જો.
તુંથીજ ખુશ છે આ ગગન-વીર ત્હારૂ

| | | | |
|---|---|---|---|
| વી ર તું જ | મ ન ત ન | જો × ઈ મ | ગ ન હુ × |
| ગ મં ધ પ | મં ગ મં ગ | રં સા ની સા | ગ ગ મ × |

| | | | |
|---|---|---|---|
| હ × પં × | છા × ગે × | બ × દ ન | સુ ખ માં × |
| મં × મં × | ધં × ધં × | ધં × ધં ધં | ધં ધં ધં × |
| ને × ક ધ | ડી × ના × | ને × ક સ | ગ ન લુ × |
| ધં × ધં પ | ધં પ મં પ | ગ × મં પ | મં ગ રં સા |
| સ ધ ળી જી | ક ર લ ઇ | હ ર હ ર | રં × જે × |
| મં મં ધ નીં | સા સા સા સ | નીં ધ નીં સા | ધં પ મ × |
| ગં × જે × | લા × ધુ × | વ × ળે ના | ખં × × ગ |
| ધં × ધં × | ધં પ મં પ | ગ × મં પ | મં ગ રં સા |
| જ × ગે × | ર × હે × | એ × યા × | દી × જે × |
| ધં × ધં × | ધં × ધં × | ધં × ધ × | ધં નીં ધં પ |
| તું × થી × | ખુ × × શ | આ × × ગ | ગ × × ન—વિ |
| મં × મં × | ગ મં ધં પ | મં ગ મં મં | ગ × × ગ |

જ્યારે અરદેશરની બહાદુરી અને તેનાં શીર ઉપર રાજ્યપતિની, જાન ફેશાની આપણે જોઇ વળ્યા, ત્યારે ઢાળની બીજી બાજુ માટે પણ આપણને નજર પુગાડવી જોઇએ. પેલી બાજુ સરદાર અલેફખાંને તેના શાહથી, સરપાવ જે પ્રિયવાંચક, મળ્યો હોય તો ખરેખર ઠપકાનોજ હોય. અને તેના ઉપર કેવી જાતનો કહેર વરસાવ્યો, તે ઉપર "પડતીપર પચાસ" ન કરવાની આપણી ટેવને વળગી, આગળ જઇશું. પણ તેજશાહે તેજ સરદારને બેવડા યા ચારગણા લશકર સાથ ફરી પાછું, હુમલા માટે ફરમાન દીધું. હીણપસ્તી પામેલાને ક્રોધતો ચઢયો હતો, અને તે માટે ભારે લશકર સાંથ નાનકડા રાજ્ય ઉપર ચઢાઇ કીધી. **બળ જ્યારે ઘણુજ ભારે થઇ પડે ત્યારે વીર તે શું કરી શકે?** તેમજ ફરી ચઢાઇ વખતે બન્યું, અને તે ભારી લશકર સામે, ફરી દિલાસા અને ધીરજ સાથ, સરદાર અરદેશર સામે થયો, પણ તેની સામે આવતી સંખ્યાનો, જ્યાં પારજ રહયો નહીં, જ્યાં ઢગના ઢગ, હડસેલી દેવામાં આવે; ત્યાં શુરવીર પોતાનુ વીર કયાં ટક સમાવે ? અરદેશર ઘણોજ હિમ્મત સાથ બહાર પડયો, પણ દરેક ફતેહમા ગમે એવી **હિમ્મત સાથ, નસીબની કિમ્મત, થયા વિના રહેતી નથી.** તે બહાદુર લડવૈયો, જ્યારે જંગના રંગમાં, મોજનો સંગ માનતો, લડતો હતો, ત્યારે એક બળતોજ તીર, તેની કુખમાં. લાગ્યો, અને પાર વિંધાઇ **અમ્મર કીર્તિ સાથ દાદારની દરબારમાં, પોતાનાં વડવાઓનું માન રાખી. તેઓનીજ આગળ અહેવાલ લઇ જવા ચાલતો થયો,** યાને તે ગુજર પામ્યો. સરદાર ગયો, પણ

તેના લશકરની ડોક જાણે ગઈ. તેમ લશકર એઈલાજ નાહસ્તુ યા મરતું ચાલ્યું. બળને પેચથી આગળ ચલાવનાર સરદારની કળ અને કળાની ખુંટ પડી, બળાનું વાદળ બરપા થઈ શકયું.

જો ન કો સરદાર રહયો—તો શી છે ત્યાં આસ !
ગતિ કેમ બદન વીન શી—ધરી રહે સાંસ !
હઝારો ધસે છે, વીર હોય સાથ
વીર જો વિંધાયો—શી છે સંગાત !

લશકર પોતાના સરદારને વિંધાયલો જોઈ, નાસીપાસ બની, કશી પણુ આસ વિના રવડી ગયું. અને દુશમનની જીત સહેલમાં થઈ ગઈ.

**"સરદાર અરદેશરના મરણુ માટે" બોલ.** મુનાજાત

લડીને ખરે **"જાન જગે"** દીધો—જાનને **હલાલ, લાલ રંગે** કીધો
ન દીધી કભી પીઠ—છાતી ધરી—લડતાંજ લડતાંજ ગયો મરી
લડયા બીજા શુરવીરો હઝાર—લડતાંજ દીઠા કે **"સરદાર ઠાર"**
રહી હોંશ નાહી અરે કોઇ પાસ–**"સરદાર મરતાંજ ગઇ સૌ આસ"**–૧૭૦
વળી સાથ માર્યો ગયો રાજપુત—ઉડી ગઇ હાય સઘળાંની સુધ્ધ.
**"યકીન વડીલોનું"** રાખી ગયો—**અરદેશર જગ અમ્મર થયો.**
વાંચો લખાયલ છે "**કાળે** સફા"—**કે ઈમાન ખાતેર લીધી જફા**
ન બીધો તે લડવાને પુરમાન સાથ—કયાંનીજ વંશની દેખાડી બાથ.
**સદાને ગયો તે દાદારની પાસ**—ભોગવી રહયો હોય,
**જીવનીજ આસ !**–૧૮૦

આસાવરી પદ–ત્રીતાલ

જાયે "અહુરાગામ જાનો" જાયે **"અહુરાગામ"**—યકીન, અપોઇ સાથ ધર–જાયે
સ્વાર્થ છોડી, પ્રાણુ દે, જે કોઇ "**દાવરકાજ**"
અંત સમય, સ્વર્ગ માહે—પામે સુખી ઠામ=માનો–જાયે અહુરા
"**ગેતિ**" માહે સંકટ વેઠે–હેત પ્રેમને કાજ
લાજ રાખે દુખ વખ્તે—પામે "**મિનોઇ ધામ**"—જાણો !–જાયે અહુરા
આખેર દુખ અને હડેસા ખમી ઠર પડેલી, કયાની ટાળી, પાછી

| | | | |
|---|---|---|---|
| જા × યે × | અ હુ રા × | ગા × × મ | જા × નો × |
| ર મં મં × | પ × ધં × | મં પ પ મં | ગં ર સા × |
| જા × યે ।× | અ હુ રા × | ગા × × × | × × × મં |
| ર મં મં × | પ × ધ × | પ × × ન | પ × × પ |

| | | | |
|---|---|---|---|
| ય × કી ન | અ × ષો ઈ | સા × × થ | ધ × રી × :: |
| પ ધં ધં ધં | ધં × પ ધં | મં પ પ પ | ગં ૨ સા × |
| સ્વા × × થૅ | છો × ડી × | પ્રા × × ણ | દે × × × |
| પ ધં × × ધં | ધં × ધં × | પ × પ પ | ધંનીં × × × |
| જે × કો × | દા × વ ર | કા × × × | × × × જ |
| ધં × ધં પ | મં × નીં ધં | પ × × × | પ × × × |
| અં × ત × | સ × મ ય | સ્વ × ર્ગ × | મા × હે × |
| પા × મે × | સુ × ખી × | હા × × મ | મા × નો × |
| ધં × ધં પ | મં × પ ધં | મં પ પ પ | ગં રે સા × |

દુખથી ડોળી, નાસભાગમાં પડી, એટલાજ માટે, કે ઇરાનશાહ, યાને બુલંદ "આતપશાહ" ને બચાવે. તેઓ "બાહારોટ"ના પહાડ તરફ ગયા. અને ત્યા જઇ વસવાટ કર્યો. ત્યા તેઓ બાર વર્ષ રહી **"વાંસદા રાજ્ય"** તરફ વળણુ લેવા લાગ્યા. **"બુલંદ આતષ" ને પોતાના જાન અને માન, તથા માલ કરતાં વધુ કિમતી ગણી, આ કયાની વશના બાકી રહેલી,** (ઇરાનથી નિકળેલી તે માહેલી) પારસી ટોળી. વાંસદામાં આવે છે, તે સાંભળી, ત્યાના લોકમાં ખબર પડતાં, રાજ્ય તરફથી દેટલાકો તેઓને વધાવવા, અને આવકાર આપવા, તેઓને સામે લેવા ગયા, પારસીઓનો આતષ તરફનો ભક્તિભાવ, આ આગમજનો, પરકોમમાં એવો મુસ્તકીમ ફેલાયલો હોવો જોઇએ, કે **"ઇરાનશાહ યાને બુલંદ આતષ"** ને માટે તેઓની જાનફેસાણી કુદરતીજ પેદા થવા લાગી.

(નોંધ-૧૧-આતષ ખરેજ એક કિમતી પવિત્ર નિશાણુ હતી, મહાબળ જ્ઞાનીએ ખરેજ, કેવા મહાજ્ઞાન સાથ, આપણને, તે કિમતી જીણસ માટે સમજ આપી છે, સાધારણ અને સામાન્ય મનમા માણસોને, પણ અહુરા, અહુરા, કરી તે અણદીઠા બાપને જોવાનુ મન ઉભરી આવે, એ બનવા જોગ વાત છે, કારણ ઈનસાન માત્રને ધર્મ, અને વાચા, અને સમજવાનુ ભાન છે તો તે મન હમેશ કીરતારની હસ્તી માનજ, પણ જોવાનો ઉભરો આજ માટે પાર પડે તેમ નથીજ, તે માટે. એ માહા બળ, તેજસ્વીતાપ, ધરાવતા નુરીનુર આગળ ઉભા રહેવાથી, ત્યા તેનુ એક ચિતે મનન કરવાથી, હઝારો રંગ અને રાગો ભરેલા જોઈ શકશો, કે જેમા અહુરામઝદાની બહુ બ્હોળી નિશાણીની પિછાણ કરી શકશો. જેઓની આસ્થા, આ પવિત્ર નુર તરફ સદા યજરતી રહેશે, તેઓએ યાદ રાખવાનું છે કે, તે માહા પિતા પણ તેમને દર્શન દેશેજ. આવી એક ઉત્તમ નિશાણની પવિત્ર પેદાયશ, આપણને કેવાં હેત સાથ પાક સ્પીતમા જરાથુસ્ત્રા શિખવી ગયા છે. યાદ રાખજો દીનદારો, કે એજ પવિત્ર આતષ તરફ તમારો ભક્તિભાવ ચાલુ રાખતોજ, દુખ અને સંકટોને મારી હઠાવશો, પવિત્ર આતષ તરફનુ ઉંચ મનન કરવાનુ ભાન પેદા થવા દયો,

અને તમો તમારીજ પડોસમાં તે સુખ જોશો. કે જે સુખથી દ્રવ્યવાન, ધન્યવાન, મોહતાજ છે, એક ગરીબ મજુરી કરતો જરથોસ્તી, યા શસબોડ કરતી પારસી-બાઇ જો ખરા ભક્તિભાવથી એક સુખડની સલી માત્રથી, તે આતશને માન આપી, પરવરસ્તી કરશે, તો, તે પણ ગમે એવા દુખ હોવા છતાં પણ, હૈડું સુખ સમજવા લાગશે. ઘરમાં બામદાદથી પજરતો આતશ આજ કેટલા હમદીનોને ત્યાં રહશે? આતશ તરફ ભક્તિભાવ જાનફેસાણી હમેસ ચાલુ રાખો, તમારી આવતી આફતોને દુર રાખનાર એક અનદીઠ જોર આવતા તે પ્રવાહ રૂપ ચાલુ રહેશે, જ્યાસુધી એ નુરીનુર તરફ તમારૂં જોશ પકડશેજ નહીંજ, તો ગમે એવી જાહોજલાલી, યા મલાલીમાં સામેલ રહેશો, પણ આત્માનાં ઉન્નતી, યાને આત્માની ચાઢતી, કર-શોજ નહી, ત્યાસુધી તમારૂ સઘળુ ભંગુર છે, તે આત્માનો જોશ. એક નમનથી, એક નેક ઉત્તેજન આપતા આવકારથી, પણ વધરેજ, કારણ કે બીજાના જીવની જતન, તે પણ એક જળતા આતશને ખુશી કરવાની પ્રથમ પહેલ છે, અને તે કરવું ખરેજ સહેલ છે, જો વિચારને એકવાર, તે તરફ ઢળતો રાખશો તો!)

આ ટકે દરેક પારસી જરથોસ્તીઓની, જે બામદાદમાં ઘરમાં “ આતશદાદગાહ ” ને નમનથી ભક્તિ કરવાની ફરજ છે, તે માટે એક સંગીતમા ચિતાર આપીશું.

પ્રભાત—દાદરો.

ઉઠો જાયાં ઉઠો—બામદાદ બહાર છે
સરોષ સેવાએ—બહેમન પ્રાચાર છે—ઉઠો
નામ મુખે અહુર .ધર—બોલ **“આતષ દાદગા”?**
ચંદન નમી ધર—અર્પી તે આ જગા?—ઉઠો
**પાકદીનની** નિશાણુ—ઘરે ઘર પમર છે
પજરી બળે જ્યાં—ત્યાં સુખ **“મન”** છે—ઉઠો
મનને તું પાક કર—આતષ પ્રિત સાથ?
હિત ચિન્તમાં રહે—**અહુરમઝદની સંગાત!**—ઉઠો

| | | | |
|---|---|---|---|
| ઉ ઠો × | જા × યા | ઉ × × | થો × × |
| ગ મં ગ | રેં × સા | સા × ની | સા × × |
| બા × મ | દા × દ | બહા × ર | છે × × |
| રેં × રેં | રેં સા રેં | ગ × ગ | મં મ મં |
| સ × × | રો × સ | સે × × | વા × યે |
| મં × × | મં ગ મં | ધં ધં × | પ × મં |
| બે × હ | મ ન પ્ર | ચા × ર | છે × × |
| મં × મં | પ × મ | ગ × રેં | ગ મં મ મં |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ના | × | મ | મુ | × | ખ | અહુ | × | ર | ધ | × | ર |
| ધ | × | ધં | ધં | પ | ધં | સા | × | સા | સા | × | × |
| ખો | × | લ | રે | × | તુ | દા | × | દ | ગા | × | હ |
| ધં | × | ધં | ની | × | સા | રેં | × | રેં | સા | × | × |
| ચં | × | × | દ | × | ન | ન | મી | × | ધ | × | ર |
| ધં | × | × | ધં | પ | ધં | મં | ધં | પ | મં | × | ગ |
| અ | × | ર | પો | × | × | આ | × | જ | ગા | × | × |
| ધં | × | × | પ | × | મં | ગ | × | રે | મં | × | મ |

વાંસદા રાજ્ય, અને ત્યાનિ રૈયતનો અતિ ભારે આવકાર મળતાંજ બાકી રહેલી અંજુમણ ખુશી થઇ, અને ત્યાં પણ તેઓ જઇને, આતશ પરથાવીને ફરી પાછા પોતાની દીનની યકીનદારીને જાળવી,ઝળકવા લાગ્યા પારસીઓની જેમ ધર્મ ઝેન તેજ હતી, તેમ તેઓની ગરીબ માટે લાગણી પણ ઘણીજ નરમ અને માયા ભરેલી હતી, અને પારકી દીનના ગરીબોને ઘણીજ સારી રીતે ચાહી, તેઓને વર્તાવવા લાગ્યા. ( દલગીરી ભર્યું તો હવે આ છે, કે જ્યારે એજ પારસી ટોળી, પોતાની કોમ ઉપરાંત, પારકી કોમનું ભલુ કરતી હતી, ત્યારે આજે તેજકોમ, કોતાના નવાંજ બંડોળ સાથ પોતાનીજ કોમના અનેકનું દુખ જોઇ નવીજ રીતોથી ચળવળ કરે છે. દરેકજણ પોતાનેજ પહેલી હરોલમાં જોવા ચાહે છે. દરેકમાં પોતેજ બધું વાપરે , પોતેજ બધુ બનાવે, તેજ બાહોશ હોય, એમ સમઝવા ચાહે છે. ભલેને સમજે, પણ ઠીક ઠીક કરનાર, એકલો પાક પેદા કરનાર દાદાર અહુરા મઝદા છે.

## સેવટનો સાર.

વાંસદામાં ઠરીઠામ થવા બાદ, ઘણાક વર્ષે, એક દીનદાર, ધન્યવંત, નર નામે ચાંગાશાકી, દીનના કામમાં ઘણોજ આગાહ હતો, પોતે પાકો દીનદાર છતાં, બીજાને તેવીજ રીતે ચાહી, માન આપતો હતો. જે પ્રથમ તે નવસારી શહેરમાં રહેતો હતો. ત્યાંથી વાંસદામાં આવ્યો. અને ત્યાના આતશને જોઇ, આદરમાસના જશનમાં ભાગ લીધો. આતશની પરસતીશ કરી ત્યાંથી પાછો ફરી, નવસારી ગયો. ત્યાં એક સભા બોલાવી "**ઇરાનશાહ**"ની, રજની વાત સંભળાવી, અને આગ્રહ કર્યો, કે તે બુલંદ કયાની આતશને આપણા શહેરમા લાવી. સાચવવા આ વાતથી સઘળા એક મતે ખુશી થયા, અને ધન્યના જોરથી, ત્યાથી **આતશશાહ** ને લાવી નવસારીમા તખ્તનશીન કર્યા. આ તે આતશનો સીલસીલો હતો.

કે જેને માટે હઝારો નર અને નારીઓએ, લોહી આપી ભોગ ભર્યો હતો. આ તે આતષ હતો, કે જેને માટે અનેક રાજાઓ ખરા તન અને મને પરવરસી કરી ગયા. આ તેજ આતષ હતો. કે જેમાં જરથોસ્તી મહજબની ઉંચી નિશાણ સદાકાળ સાચવવામાં આવી છે, જેનાં બળતામાં દેખાતા હઝારો રંગ અને જોશ પોતાના ઉપર જાન કુરબાન કરી ગયેલાઓની જાણે લક્ષણ રૂપ ચિતાર આપતા હોય!

આ **બુલંદશાહે આતષની** ખાસ પરવરસી કરનાર ત્રણ ભાઇઓ હતા, એક નાગીનરામ-બીજો ખુરશેદ-ત્રીજો ચાનના બીન શાહેર. એવા ભલા ત્રણ દસ્તુરો ખીદમતમાં હતા. કાઇ ખુદરત સંજોગે, જ્યારે આ કિસ્સાની સેવટે, ત્રણ દસ્તુરોના નામજ સચવાયા છે, ત્યારે કાઇ તેમા પણ ભેદી અવાજ, આ કલમ સાંભળતી હોય એમ લાગે છે. ત્રણનો આંક "કાળ" માટે ત્રણતબક્કા દરશાવે છે. યા ને ભૂત, વર્તમાન, અને ભવિષ્ય, તે ઉપરથી સહેજભાવ ઉત્પન્ન થઇ, દિલમાં જોશ થાય છે, કે જ્યારે તે, "બુલંદ **ધર્મનિશાણ પારસી જરથોસ્તી મહજબ ભુતકાળમાં પમર્યો હતો. અને વર્તમાનમાં પણ, હજી જોશથી પમરે છે, તો ત્રીજી, લક્ષણ રૂપ નિશાણ પણ પારજ પડશે,** યાને ભવિષ્યમાં, પણ **દીનદાર જરથોસ્તીઓની છાતીમાં સદા કાળ માટે જોશથી જોશથી પમર તો રહેશેજ!** એવુ આ અદનાનું ચાહવું આમીનજ થશે!

આખેર સલામ

જ્યારે ઉપલુ બ્યાન "**સંજાણની સરજત**" માટેનું પુરૂ થયુ છે, ત્યારે ફરી પાછાં, સેવટના બે સખુન લખીશું.

આવી કીસમની કીતાબો, ને માજદીયસ્ની મહજબના, ભલા અને નેક જરથોસ્તી નર અને નારીઓ, સમક્ષ વાંચવા મેળવાની મકસદ એટલીજ કે "ધર્મ સંજીવન રહે!" એક કિમતીમાં કિમતી ખજાનો, તે **ધર્મ** કહેવાય, ગમે એવી જાહોજલાલી, એક કોમ ધરાવતી હોય, તો તે જાહોજલાલી સદા કાળ ત્યાંરેજ ટકી શકે. કે તે **ધર્મ સાથ** હોય. "**ધર્મ**"જ મનુષ્યને ધીરતા, આશા, સંતોષ, હિંમ્મત સહનશિળતા, તથા એ ઉપરાંત ભલા ગુણો તરફ ધ્યાન રખાવે છે. "ધર્મ"જ ગમે એવા આવી પડેલા સિદ્ધા, યા આડકતરા હુમલાઓને હઠાવી રાખનાર રામબાણ ઇલાજ છે. જે માટે આપણે નિચલા સંગીતને યાદ કરીશું.

"ધર્મ વિન આ જીવે કામ શું?
મૈ.જ, તૈર, એ લધાનું નામ શું?- ધર્મ

ધર્મ તુંજ ગેતિનો આધાર છે,
મિનોઇ તે વિના પાર શું ?–ધર્મ
જંત જીવો, એ બધાં, બેપાર છે
ધાર્યું, તેં મનુષ્ય નામ શું ?–ધર્મ
ફેજ ત્હારો કયાં, રે, તે કયાં જશે ?
ન કીધાં જો જગે કામ શું? –ધર્મ
ચિનવદ, આ ધર્મ ચકચાર છે
વિન હુમત કેમ કરશે પાર તું ?–ધર્મ
લાવ્યો આ ધરમ કિમતી ગણો ?
જરથોસ્ત્ર આવ્યો, તેનું કામ શું ?–ધર્મ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ધ | ર્મ | વિ × ન | આ × | જી × વે | |
| ગં | ગં | ગં ર ગં | ર સા | મં × ગ | રસા |
| કા | મ | શું × × | × × | × × × | |
| ગ | ર | સા × × | નીં ધ | ધ × × | |
| મૈ | જ | દો × ર | એ × | નું × × | |
| ગં | ગં | ગં ર ગં | ર સા | મં × ગ | રસા |
| ના | મ | શું × × | × × | × × × | |
| ગ | ર | સા × × | નીં ધ | ધ × × | |
| ધ | ર્મ | તું × જ | ગે × | તી આ × | |
| ર | ર | મ × મં | પ × | પ પ × | |
| ધા | ર | છે × × | × × | × × × | |
| મં | ધ | મં × × | ગ × | ર સા × × | |
| મી | × | નો × ઈ | તે × | વિ × ન | |
| ગં | × | ગં ર ગં | ર સા | મં × ગ | રસા |
| પા | ર | શું × × | × × | × × × | |
| ગ | ર | સા × × | ધ નીં | ધ × × | |

સંજાણુની સરજત સાથેજ, આપણા ધર્મની ઝઝળતી યાદી, આપણી રગોમાં ઉછળી રહેવી જોઇએ, કારણકે ત્યાં આવી થોડાં, યા ઘણા, સાલ વસ્યાં, તે ફકત "ધર્મ"ની આગને સાચવવાંજ કીજે વસ્યાં. ગેતિમાં, આવ્યા છીયે, તો ત્યાથી અનેક અનુભવો, અને પાઠો શીખી લઈ, આપણુને મિનોઇ જહાંનમાં જવું છે, તો, ત્યાં જવાનું કાર્ય સહેલ કરતો જે ઉપાય તે "**ધર્મ આસ્થા**" **માન જાય અરમાન જાય, જાન જાય, પણ ધર્મ આસ્થા ન જાય.** એ આપણું ચાહવું છે. જેને માટે આપણા હૈડામાં એજ બુલંદ મહજબના, અનદીઠા અને આનંદી સોહેલા વસતા રહે. તો નીચે મુજબ બ્યાન લખાય—

## બનજારો—(ધુન) તાલ તીવરો.

(મ્હારે) હૈડે હર્ષ માવાં—ઓ અહુરા, અહુરા પ્યારા!-હૈડે
અમસાપસંદને દીધાં—સાથે મિનો કીધાં
યઝદના સંગ દીધાં--ઓ અહુરા મ્હારા પ્યારા-હૈડે
મહેરની મહેરબાની—બહેમન બળને જાણી.
રસનેથી રસ માયા—ઓ અહુરા મારા પ્યારા-હૈડે
સરોષ શકિત માની—જરથોસ્ત્ર થાયો ગ્નાની
બહેરામના બળ છાયાં—ઓ અહુરા અહુરા પ્યારા-હૈડે
આતષ મ્હારા તનનો--ઝેન, ધર્મ દે મનનો
નેક સુરતની આવાં--ઓ અહુરા અહુરા પ્યારા-હૈડે
અહુરા મ્હારો પ્યારો--પાસે તેત્રીસ યારો
તું પાળે મ્હારી કાયા--ઓ અહુરા અહુરા પ્યારા-હૈડે
જન્મ તુંએ દીધો--ભવને ભજતો કીધો
(રાખ) ફ્રેવષીપે છાંયાં--ઓ અહુરા અહુરા પ્યારા-હૈડે

### તાલ ત્રીવો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| હૈ × | ડે × | હ × ર્ષ | મા × | × × | યા × ઓ |
| ધ × | ધ સા | સા × ર | ર પ | મં પ | ગ × મંગ |
| અ હુ | રા × | અ હુ રા | પ્યા × | રા × | × × × |
| સા × | સા ર | ર પ મંગ | ર ગ | સા × | સા × × |
| અ મ | સા સ | પં × દ | દી × | ધા × | × × × |
| મં × | મં મં | મંર × ગ | મં પ | પ × | પ પ પ |
| સા × | થે × | મિ નો × | કી × | ધા × | × × ય |
| ધ × | ધ × | ધ × પધ | મં પ | પ મં | ગ ર સા |
| જ દ | ના × | સં × ગ | દી × | × × | ધા × ઓ |
| ધ સા | સા × | સા × ર | ર પ | મં પ | ગ × મંગ |
| અ હુ | રા × | મ્હા × રા | પ્યા × | ર ગ | સા × × |
| સા × | સા ર | ર પ મંગ | ર ગ | સા × | સા × × |

આપણી ગેતિની મુસીબત ટાળવા ખાતેર આપણને અમેસાસમંદો, યઝદો, અને મિનોની મદદ આગળથીજ આપવામાં આવી છે. તેઓના ગેબી બળથી, આપણી ગેતિની સઘળી ઝંઝટ ટાળી શકશું. એ માટે સર્વની ફરજ છે કે ધર્મ ઉપર આસ્થા રાખવી. અને આગળ થઇ ગયલી સઘળી જાહોજલાલી યાદ કરી, તેની યાદ જીગરમાં સાચવવી.

છેલ્લાં, તે મહજબ માટે સર્વની જાગૃત ચાહીશું. અને ત્યારબાદ સજાણુના કિસ્સા માટે જે સોલ શ્લોકો આપવામાં આવ્યા છે, તેનુ પણ બ્યાન કરી આ બાબદ ખતમ કરીશું. અને વાંચક વર્ગની સેવા કરતાં કાંઇ ભુલ ભાલ થઇ હોય, ને માટે ક્ષમા ચાહીશુ. ફુરસદના વખતે જેબી કાંઇ સેવા મ્હારી હમદીન જરથોસ્તી કોમ માટે કરવા ધારી હતી. તેજ અને તેજ હેતું સાથ ઉપલું બ્યાન લખી વાંચનાર વર્ગ સામે ધર્યું છે. એ માટે જેઓને કાંઇ સુખ યા ઠીક લાગ્યું હોય, તેમનો પણ ઉપકાર માનીશું. જેઓએને એ માંહેથી કશુંજ ન ગમ્યું હોય, તેઓને પણ ચરણે પડી અરજ કરીશું, કે આ કલમ એક અદના છે, અને આળા થતાં તરેહવાર જાતના ચાળા જોવાં પડશે, તોતે માટેબી ઉપકારજ ગાઇશું પાક પરવરદેગાર દરેકને સારી બુધ્ધિની વૃધ્ધિ આપે ! આમીન

**ધરમ ચેન** બાગેશ્રી—ત્રીતાલ.

લાગી જલન વરમની
ધરમ વિન નહી ચેન—
મન હરખને અહુર સમાવુ.
ગાયે એ મન તેની ચેન—લાગી

**ધર્મ યકીન—બાગેશ્રી—ત્રીતાલ.**

| | | | |
|---|---|---|---|
| લા × ગી જ | લ × × ન | ધ ર મ ની | × × × × |
| ર સા નીં ધ | સા × × સા | મં ધ નીં ધ | મં ગં ર સા |
| ધ ર મ વિ | × ન ન હિ | ચે × × × | × × × ન |
| મં ગં મં નીં | ધ સા સા × | ર સા નીં ૧. | મં ગં ર સા |
| મ ન હ ર | ખ × ને × | અ હુ ર સ | મા × વુ × |
| મં ગં નીં ધ | સા × સા × | ની સા ર સા | સં નીં ધ × |
| ગા × × ય | એ × મ ન | તે × × ઝ | × × × ન |
| સા × ર ર | ગ × ર સા | ર સા નીં ધ | મં ગં ર સા |

**અરે માનો ધરમ છે કરમની આસ—તાલ તીવરો,**

રે માનો દિન દારો—-મુસીબત જાન આવે છે
છતાં હૈડે ધરમ હોતો—અલમને ગમ ટાળે છે=રે
તમારે કામ ગેતિશુ—અરે મિત્રો છે કરવાનુ ?
ધરમે ચિત ધરવાથી—જીવનની નેમ ચાલે છે=રે
ભરી શી મૌજ ને કિરત—શીદાગીરી ધરમ પર હોય
અહુર સેવા થઇ પ્યારી—મિનોઇનો માર્ગ ભાલે છે=રે

જ્યારે ગેતિ આવ્યો શી રાખીથી આસ
પાછા ફરતા સાથમાં—શુ દેશો અહુરપાસ
માલ તેવો લે બદલ—સેવટ ખિલે આંસ
મિનોઈ માર્ગ આવતાં--પાછળ રહે સુખવાસ
ધરીનેખ્યાલધરમનેપાળ—સદા તું સ્વર્ગે હાલે છે-રે

| | | | | | |
|---|---|---|---|---|---|
| રે × | મા × | નો × × | દી ન | દા × | રો × મુ |
| સા × | સા ધં | પ × × | પ પ | પ ધં | મં × મં |
| સી × | બ ત | જા × ન | આ × | વે × | છે × છ |
| ગં ર | નીં નીં | સા × ર | ગં મં | ગં ર | સા × સા |
| તાં × | હું × | ડે × ધ | ર મ | હો × | તો × અ |
| લ મ | ને ક | ગ × મ | ટા × | લે × | છે × અ- |
| | | | | | ત |
| | | | | | સા |
| મા × | રે × | કા × મ | ગે × | તિ × | શું × અ |
| ધં × | ધ × | નીં × નીં | સા × | સા × | સા × સા |
| રે × | મિ × | ત્રો × શુ | ક ર | વા × | નુ × × |
| નીં × | નીં × | સા × સા | રં × | નીં સા | ધં પ પ |
| ર × | મે × | ચિ × ત | ધ ર | વા × | થી × જી |
| પ × | પ × | પ × પ | પ પ | ધં પ | મં × ગં |
| વ ન | ની × | ને × મ | આ × | લે × | છે × અ |
| ગં ર | નીં × | સા × ર | ગં મં | ગં ર | સા × સા |

જ્યારે ગેતિમા જીંદગી ગુજારતા ઘણાં દુખો અને સંકટો વેઠવા પડે છે, ત્યાર, તે માટે આસાનીથી રહેવા માટેનો એટલો ઉપાય, તે ધર્મ રીત પ્રમાણે અમલ કરવામાં છે. ધર્મજ હમેશ તમને સુખ સાંધી આપશે. ધર્મ યકીનજ, મુસીબતની કિસ્તી દુન્યાના દરદો માહેથી પસાર કરાવશે. ધર્મથીજ મિનોઇના માર્ગો મેળવવા આસાન થશે. માટે સઘલાની ફરજ છે કે, તે દીનને જાગૃત રાખવી

ભેરવી–ત્રીતાલ.

ઓ દીનદારો જાગો જાગો—અહુર પિતાનો દાદજ માંગો—
યકીન કાજે શોધો લાગો—
દીન ધરમનું જોય ધિંરાવી–હોમ ભજવાનું–અહુરને નામે મરવાનુ–
અષોઇથી માપ ભરવાનૂ—
ઇરાન વશનો વેલો ખ્યાલો—કિયાનીઓની કિરત ભાલો
કેખસરૂની યાદે હાલો--

ચલ ચલણુમાં જાલ શામની તોખમને ભાળો—જમશેદનુ જોર ઝળક ચાખો
ઝુન્ડાની નોક દિલ રાખો=
સામે સ્વરના બેઠા કેવા—ટેક અદામાં દિપતા કેવા—રૂસતમ જેવા વીરો કેવા
ફરી ઇરાની લોહી દિપાવી—દીન ધરમ ભાળો—અનિ હિત ભાવને મ્હાલે
કોમના કષ્ટને ટાળો—મહજબની મોજને પામો=

| | | | |
|---|---|---|---|
| ઓ × દી ન | દા × રો × | જા × ગો × | જા × ગો × |
| પ × પ પ | પ × ધં પ | ગં × મં × | રં × સા × |
| અ હુ ર વિ | તા × નો × | દા × દ જ | માં × ગો × |
| પ × પ પ | પ × ધં પ | ગં × મં મં | રં × સા × |
| ય × કી ન | રો × જે × | શો × ધો × | લા × ગો × |
| દી × ન ધ | ર મ નુ × | જો × મ ધિ | કા × વી × |
| સા × સા સા | સા સા સા ધં | પ × પ પ | પ × પ × |
| હો × ક મ | ભ જ વા × | નુ × × × | અ હુ × ર |
| મ પ મ પ | પ નીં ધં પ | મં × × × | ગં ધં પ ધં |
| ના × × મ | મ ર વા × | નુ × × અ | પો ઈ થી × |
| સં પ મં પ | પ નીં ધં પ | મં × × ગં | ગં રં ગં × |
| મા × × પ | ભ ર વા × | નુ × × × | × × × × |
| સા × × રં | ગં મં ગં રં | સા × × × | સા × × × |
| ઈ × રા ન | વં × × સ | વે × લો × | ખ્યા × લો × |
| સા × સા સા | સા × રં સા | નીં ધ નીં સા | ધં × પ × |
| કિ યા × નિ | ચો × ની × | રિ × ર ત | ભા × લો ક |
| કે × ખ સ | રૂ × ની × | યા × દે × | હા × લો × |
| ચ × લ ચ | લ ણુ માં × | જા × લ શ્યા | × મ ની × |
| પ × પ પ | મ પ પ × | પ × પ પ | પ પ પ ધં |
| તો × ખ મ | ને × ભા × | ખો × × × | જ મ શે દ |
| મં પ મં પ | પ નીં ધં × | ગં × × × | ગં ધં પ ધં |
| જો × ર ઝ | લ ક ચા × | ખો × × × | ઝુ ન્ડા × ની |
| મં પ મં પ | પ નીં નીં પ | મં × × × | ગં ગં રં ગં |
| નો × × ક | દિ લ રા × | ખો × × × | × × × × |
| સા × × રં | ગં મં ગં રં | સા × × × | સા × × × |

# બધાં મલી સોલ શ્લોક.

ખરો બહાદુર, ન્યાયી, યાને ઇનસાફથી ભરેલો પારસી તે છે, જે પોતાની સામે, પ્રિતની આરસી ધરી રાખી, હરહાલ તેમા જોઈ એવોજ ખ્યાલ લાવે કે તેને દિનમા, ત્રણવાર, ખુરેમંદ ખુરશેદને, તથા આતષ, પવન, ધરતિ, આકાશ, અને પાણીને યાદ રાખી નમન યા ભકિત કરવી જોઇએ, અને જેને ફરજ સમજવી કે, પાક અહુરાને પોતાની રગેરગમાં યાદ રાખી તેના અમેસાસપંદો, યઝદો, અને મિનો, તથા કુલ્લે સિતારાઓની સેતાયશ કરવી છે." ઉપર આપણે, છ, તત્વો વાંચ્યાં, જેમા ખુરશેદ યાને આપણી તેજ શકિત, આતષ, યાને આપણું ધર્મ ઝેન, યાને ધર્મયકિન, ધરતિ યાને, આપણું હાડમંદ શરીર–આકાશ, યાને આપણું આત્મિક રવાન–અને પાણી, યાને આપણી અષોઇ ભરેલી ચાલાકી સમજવી, ફકત જાહેર તત્વોને, મુખથી બોલીને બેસવાનું નથી, પણ તેની અલંકાર રચનાની ખુબી આપણે ખિલવવાની છે. જેમ કરવાથીજ, **પારસી**પણાનો **પુરો** પુકાર **પાર** પડે.

૨—આ બીજા શ્લોકમાં જે નસીહત આપવામાં આવી છે, તે પણ આપણા શરીર અને આત્માના હોશને ખિલવવા માટે આપી છે. અંગોળ કરતા, ભણતાં, યાને પ્રાર્થના કરતાં પવિત્ર વાણી વાંચતાં, આતષને ખુશબોઈ અર્પણ કરતાં જમતાં, સંસાર સાગરતુ સુખ સમાવતાં, અને શરીરમાં જમાવ થયેલી, કાઢી નાખવા જેથી વસ્તુઓ, કાઢી નાખતાં. મુગું રહેવાનો કાયદો સોપ્યો છે. જે પ્રમાણે શો ફાયદો થશે, તે જેઓ અમલ કરે છે. તેઓજ ફળ ચાખશે.

૩—પારસી ભલો, ઉમદા અને સાચ્ચો, તે છે કે પોતાના બદન ઉપર સફેદ સુરવાલ, અને જીણો અંગરખો, અને શદરો પહેરે છે. જે સુદરે તેની સફાઇ અને સુફેદી ખાતેર, એક પોલાદના બખતર રૂપ જેવો ગુણ ધરાવે છે. જેના ઉપર નરમ ઉનની કુસ્તી બાંધવામાં આવે છે. (આ ઉનની બનાવેલી કુસ્તીમાં એવો રસાયણી ગુણ ધરાવતો થાય છે, કે આસપાસની હવામાં કાંઇપણ બીગાડ હોય, તે આપણા શરીરને લાગુ પડે, તે આગમજ તે ખરાબ હવાને પોતે absorb, યાને ચુંસી લીયે છે.) અને માથાને પણ હરદમ સફેદ ટોપીથી ધાંકવાના ફરમાન પ્રમાણે ચાલે છે.

૪—તે ધર્મી પારસી છે, કે જેના ઘરની બાનુઓ, હમેશ પ્રસંગ ઉપર, ગુણવંત ગીત ગાઈ, પોતાના બાળકો, પતિ, અને માત પિતાને, ખુશ અને આનંદ રાખે, પોતાના બદનને સવ્ચછ, અને સુગંધથી પમરતુ રાખે પોતાના ઘરની સઘળી રાહ રીતીઓ, તેમજ ક્રિયાને લગતાં કામ કાજો પવિત્રાઇથી કરે, અને વધારેબી નવરાસ મળે, ત્યારે ધર્મના બોધ આપતી ચોપડીઓ વાંચે, ગુણવંત ગીત, ગાઈ રહે જેની લક્ષણુ રૂપ રંગત જોશો તો' **"ગાથાના ભણતર"** કરવાં! બદનનેસુગંધ ભરેલી વસ્તુંઓથી પમરતું રાખવાનો મતલબ, મુખમાંહેથી રૂડા વચન બોલવાં–હમેશ જેઓ મુખ માંહેથી, ઘણુાજ નરમ અને ખુશીં ઉપજાવનારા સુખનો બોલે છે, તેઓ હમેશ શાન્ત મિજાજના હોવાં જોઇએ, માટેજ ત્યાં ગુસ્સાની ગેરહાજરી હોવાથી, મોઢામાહેથી બદબો નિકળતી નથી. ગમે એવા સુખન બીજાને સંભાળાવનાર દવેષ ન રાખતો હોવો જોઇએ.

૫—પારસીપણું જાળવતું તે ધર છે, કે જેઓ પોતાના પકાવેલાં માહેથી પ્રથમ બીજાને ખવાડે-જેઓ હમેશ બીજા માટે મદદ રૂપ કરે, તે એવી મતલબથી, ન કીધેલું હોવું જોઇએ. કે મદદ લેનારને હીણું લાગે. આશ્રમ સ્થાણો, કુવાઓ, તળાવો, તથા અડચણની જગા ઉપર, પુલની ટટ્ટી જેવુ કરવા પ્રયત્ન કરે, તથા હાજતમંદોને, કપડાં, તથા પૈસા, દાનમાં આપવાં જોઇએ.

પારસીપણું જાળવે—ધરમી નર ને નાર
જાત અને પર જાતના—પાળે છે, લાચાર.
નહેર કુઇના નીરની—સગવડ કરશે પાર
રંજ ગંજ ખરચી ધરે—સુખ આપે દાદાર
વળિ કોઇને દાન કરૂન—આપે રાખી ચાહ.
બીન સ્વાર્થે કરશે જો—જોય દાદાર ગાહ!

૬—પારસીપણું તેમાં સચવાયલું છે કે. ગમગીન છતાં ખુશી, દુખી રહેવાં કરતાં, ખુશાલ, અભણુતા કરતાં જ્ઞાન મેળવવાં, જુઠાંનો ધિક્કાર ધરી. સચ્ચાઇની સોધ કરતાં, અંધકારને દુર રાખી, રોશણી અને અષોઇનું જ્ઞાન મેળવવા ચાહતાં રહે છે. એવી રીતભાત પાળવાથીજ, એક પારસીપણાની ટોચ ઉપર રહી શકે છે. યાને એવાં તે પારસીઓ કહેવાય.

૭—પારસીઓ, કે જેઓ બામદાદમાં ઉઠતી વેળા નીરંગ લઇ હાથે પગે, અને મોઢે મસળે છે. તેને મસળીને અંગોળ કરે છે, ત્યાર પછી પોતાની કુસ્તી બાંધી, અહુરાથી આરાધના કરે છે. મન શાન્ત રાખી ભણે છે. જેઓ હમેશ દરેક ગેહમાં પઢે છે, તેમ પઢવાથી ખુશાલ રહે છે.

૮—પારસી હમેશ દીવસમાં, પાંચ વાર આતષની ભકિત કરે છે. તે બુલંદ આતશ આગળ, નમનથી સુખડ અને ખુશબો ધરે છે, અર્પણ કરે છે. અને કદિપણ એવીજ જાતનું બળતણ બાળતાં નથી. કે જેમાં ભીનાશ હોય પારસીઓ હમેશ પોતાના સંસારના સિંગારમાં ઘણીજ પવિત્ર નજર રાખે છે, અને પારસી સ્ત્રીને કદીપણ આડી નજરથી દેખતાં નથી. કદી અદેખાઇની આગ ધરાવતા નથી. આતષ આગળ જે વસ્તુઓ ધરવામાં આવે છે, તેમાં ભીનાસ નહી હોવો જોઇએ, એમાં પણ રક્ષણું રૂપ ભાવ સમાયલો છે. તે એજ કે આપણે જે બીજા માટે બોલીયે તે સારૂંજ હોવું જોઇએ, અને બહાર જે વહાલ ધરાવીશું, તેવુંજ તે ભિતરથી હોવું જોઇએ?

૯—પારસી તેઓ છે કે જેઓના ઘરની નારીઓ, દર માસની થતી પોતાની અડચણો સંભાળે, તથા આતષને હાથ લગાડવાથી અલગ રહે. બાળકને જન્મ આપવા પછી લગભગ ચાલીસ દીન સુધી બધી ચીજોથી અળગપણું સાચવી દુર રહે. તઓ પોતાની ચાલ ચલગતમા ઘણા માન અને મર્યાદા સાથ ટેક જાળવે, તથા સંસારના સાગર ઉપર હમેશ આંનંદે અને ખુશાલ મને વર્તિ પોતાનો સંસાર દિપાવે, પારસીપણાનો છાપ બેસાડી, પારસીઓની ઉંચ ધાર્મીક લાગણી પ્રગટ કરે.

૧૦—વળી પારસીપણું તેમાં સમાયલું છે કે જેઓ કદીપણ પારકા

ઉપર નજર ન રાખે, પોતાના આતષ ઉપર પાક પવિત્ર નજરથી જુવે પોતાની ફેવષીને બુલંદ નેમથી જાળવે, જેઓના ઘરની સ્ત્રીઓ, હમેશ, દુખી અડચણો વખત કશા પણ કામમાં ભાગ ન લે, તથા કાંઇપણ અપવિત્ર ન કરે, જેઓમાં લગ્ન બંધારણ. એક વહેવાર રૂપ કરતાં આત્મિક ઉત્સાહનો જોડાણ ગણાય. જેઓમાં સ્ત્રીઓને પરણાવવામા એક ઉંચ શોભા કહેવાય, અને જેઓ આ સઘળી ક્રિયા પ્રમાણે ચાલવામાં ઉંચ ભાન સમજે તેઓજ ફકત પારસી રીતભાતો પ્રમાણે ચાલતા કહેવાય.

૧૨—આ શ્લોકની મકસદમાં પણ લગભગ ઉપલી વીગતો સમાયલી છે, જેમાં વધુ બાધ, એ જણાવી છે કે સ્ત્રીઓને દુખ વખતે, અગ્ની, વાયુ, જળ, ચંદ્ર અને સુરજ સામે એ સમાગમમાં આવવા ના કહેવામાં આવ્યું છે, તથા પોતાની અડચણો વખતે કસીબી ચીજ યા કામમાં સામેલગીરી ન લેવા ફરમાવ્યું છે, એ સઘળામાં પારસી ટેક જળવાયો છે.

૧૩—દરેક પારસી જરથોસ્તીઓએ, પાણી, હવા, અગ્ની, વાયુ, ભૂમિ, ચંદ્ર, સૂર્ય, ઇત્યાદી એની આરાધના કરવી, પાક દાદાર અહુરમઝદાની અખંડ શકિત, કબુલ રાખવી, નિઆયેસ, તથા યશતોની બંદગી કરવી, અને દરેક કામમાં દાદારની ફતેહ ચાહવી, તથા શુદરેહ કુસ્તી, જેમાં ઘણાજ ઉંડા ગુણો સમાયલા છે, જેથી, તનને અને મનને, ઘણીજ ભલી અસર મળે છે, તે ઉપર એતેકાદ રાખી હમેશ તન ઉપર, તે જાળવવા.

૧૪-૧૫—જેમાં એવું કહેવાયલું છે કે, જેનાથી કાંઇ ગુનાહ થઇ ગયા હોય, તેને નીરંગથી પોતાના તનને પવિત્ર કરવું. અને એકવાર જે કાંઇ ખોટું થઇ ગયું, તે માટે મન મોટું કરી પસ્તાવો કરવાથી હૈડામાં શાન્તિ થાય છે. એવી આ ધર્મવાણીમાં મ્હાન ખુબી છે. જેઓ પોતાના ધર્મના ફરમાનો, અને સઘળી તરીકતો પ્રમાણે ચાલે છે. તેઓ માટે અર્મંગીનું સુખ છે, એવું આ ધર્મ આપી જણાર પાક ઽસ્પતામાં જરથુસ્ત્રનું કહેન છે.

૧૬—સર્વ પારસી જરથોસ્તીઓને રોશન થાવો, કે પાક દાદારને નમો, આતષની ભકિત તરફ, તમારા મન અને તનની શકિત ને ચાલુ રાખો, દરેક પેદાયસનો માલીક પાક અહુરામજદા છે, જે સર્વમા છે, તેમજ સમજી ચાલો, કસીપણ નજીસાઇ, કસીબી ગલીચી, કસીબી હિર્ષ, અદેખાઇ ન કરો, અને તે મહાન બાપથી તમારા માત પિતા, પુત્ર, પુત્રીઓ ભાઇ બ્હેનો સગાં સ્નેહીઓ ઉપર હઝારો હઝારો આષિશ ઉતરો. કે જેથી તમો સઘળાનું નેક મન, નેક તન, નેક ધન થાય! તમારી કીર્તિ કાયમ રહે, અને આવતી ઓલાદમાં તમો ફતેહ, અને યશજશ સાથ સદા સદા કાળ પારસી જરથોસ્તીઓનો મહજબી સ્થંભ જાળવવા મદદગાર રહો! એજ આમીન! આમીન!

**અહુરા રાજ પિતાને ઉગારો! God Save our King.**




**FORT, BOMBAY.**

**ALL KINDS OF JAPANESE SILKS AND CURIOS**

**મુંબઇનું જાણીતું અને અતિ લોક પ્રિય ધામ,**

જેમાં સુંદર શ્રેષ્ટાઇની ભરપુર ખાતરીનો બનાવેલો માલ તેની સવળ કિમ્મતમાં દરેકને સગવડ આપતું હીંમતથી ખડું છે ભાવ અતિ કિફાયત.

**કોટ—બૅશો કુંપની—હૉર્નબી રોડ.**

જગતની ઝહેમત ભરેલી જગમાં હુન્નરની હરોલમાં રંગ કરતું, પ્રજામતે વખણાયલું સર્વે પ્રકારની હુન્નરમંદીમાં પહેલું

સઘળી વસ્તુઓ સગવડ ભરેલી કિંમતે મળશે.
જુદા જુદા શોખને બંધ બેસ્તા ઉંચાં અને સવલ ભાવે હમેશ તૈયાર છે.
ખાતરી અને સચ્ચાઈ અમારી ખાસ નેમ છે.
એ ખાસ ધ્યાન રાખવું.

સુંદર અને સફાઇદાર
નવાઇ ભરેલા નાદર
નમુનાનો
જંગી જમેલો
ફેશનની ફેન્સી
— ભેટ —

હુન્નર સાથ—સુંદરતા સફાઇ અને સરળ ભાવ સાથનું
**જાપાનીસ સેલુન—બૅસોની કુંપની.**

ટેલીફોન ન. ૧૮૫૭.

હૉર્નબી રોડ, કોટ, મુંબઇ.